# કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ

અનુવાદક

નગીનદાસ પારેખ



ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

# ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ

| | | |
|---|---|---|
| ૧. | ચાલણગાડી મોટી | ૦—૧—૬ |
| ૨. | ચાલણગાડી નાની | ૦—૧—૩ |
| ૩. | ગૂજરાતી પહેલી ચોપડી | ૦—૨—૦ |
| ૪. | ગૂજરાતી બીજી ચોપડી | ૦—૨—૯ |
| ૫. | નવલગ્રંથાવલિ<br>મૂળગ્રંથનાં મહત્ત્વનાં ગદ્ય તેમ જ પદ્ય લખાણોનો સંગ્રહ | ૨—૦—૦ |
| ૬. | સાર્થ ગૂજરાતી જોડણીકોશ<br>સુધારાવધારા તથા તત્સમ શબ્દોની વ્યુત્પત્તિ સાથેની ત્રીજી આવૃત્તિ | ૪—૦—૦ |
| ૭. | નામાનાં તત્ત્વો<br>આજની જરૂરિયાતોને ધ્યાનમાં લઈ દેશી નામાની પદ્ધતિને વિકસિત કરનારું પુસ્તક | ૨—૮—૦ |
| ૮. | વર્ધા કેળવણીનો પ્રયોગ<br>થામણાની રાષ્ટ્રીય શાળાના પ્રયોગનો અહેવાલ અને અભ્યાસક્રમ | ૦—૬—૦ |
| ૯. | વર્ધા શિક્ષણ યોજના<br>ડૉ. ઝાકિર હુસેન કમિટીનું નિવેદન અને અભ્યાસક્રમ | ૦—૧૦—૦ |
| ૧૦. | કાવ્યપરિચય ભાગ ૧ | ૦—૧૦—૦ |
| ૧૧. | કાવ્યપરિચય ભાગ ૨ | ૦—૧૨—૦ |
| ૧૨. | રાષ્ટ્રભાષાનો કોશ | ૧—૮—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

તારાગૌરી સ્મારક માળા ગ્રંથ—૧

# કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ

અનુવાદક

નગીનદાસ પારેખ



ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

પ્રકાશક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

દસ આના
આવૃત્તિ પહેલી, ડિસેંબર, ૧૯૩૯

પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ અને મુંબઈ ૨

# પ્રકાશકનું નિવેદન

શ્રી. રણછોડલાલ છગુભાઈ દેસાઈ તરફથી રૂા. ૨૫૦, તેમની પુત્રી બહેન તારાગૌરીની યાદગીરી સચવાય એ ઇરાદે, વિદ્યાપીઠને ઈ. સ. ૧૯૨૧માં સોંપવામાં આવેલા. વિદ્યાપીઠે ઠરાવ કર્યો હતો કે, રકમના વ્યાજમાંથી, ‘ સાબરમતી ’ દ્વૈ-માસિકમાં વર્ષ દરમિયાન ઉત્તમ લેખ લખનારને ‘ તારાગૌરી ચંદ્રક ’ આપવામાં આવે. તે મુજબ ૧૯૩૦ સુધીમાં ૯ જણને ચંદ્રક આપવામાં આવ્યા હતા. ત્યાર બાદ ‘સાબરમતી’ બંધ થયું અને વિદ્યાપીઠ પણ લડતના કાર્યમાં રોકાયું. એટલે તે રકમ અત્યાર સુધી અણ-વાપરી વિદ્યાપીઠ પાસે વ્યાજ વધીને સાડા ત્રણસો જેટલી થઈ છે. તેને માટે હવે વિદ્યાપીઠ મંડળે ઠરાવ્યું છે કે, તે રકમમાંથી ‘ તારાગૌરી સ્મારક ગ્રંથમાળા ’ ચલાવવી. ડૉ. રાધાકૃષ્ણનની ‘ કલ્કી ’ જેવી સર્વાંગસુંદર અને આજના યુગ વિષે અતિ મહત્ત્વનો વિચાર રજૂ કરતી ચોપડી તે માળાનો પહેલો મણકો બને છે તે એની સુંદર શરૂઆત ગણાય. આવડી નાની રકમમાંથી દર વર્ષે એક ચોપડી તો આપી ન શકાય. એટલે, હવે પછીના મણકા સમયની કોઈ મર્યાદા પ્રમાણે આપવાનું નક્કી નથી કરી શકાતું. પ્રજા આ પુસ્તકમાં રોકાયેલાં નાણાં છૂટાં કરી આપે તેની પર જ પછીના મણકાને આવવાના સમયનો આધાર રહેશે. એ જ.

તા. ૧૬–૧૨–’૩૯

# અનુક્રમણિકા

# નિવેદન

૧૯૩૩માં અમે વિસાપુર જેલમાં હતા, ત્યારે ત્યાં સવારે છ વાગ્યે બૅરેક ખોલવાનો નિયમ હતો. અમે કેટલાક જણ જરા વહેલા ઊઠતા, એટલે નિત્યકર્મથી પરવાર્યા પછી પણ લગભગ ૨૫–૩૦ મિનિટો બાકી રહેતી. એ સમય અમે અમારા બૅરેકને ભાગે આવતી એક બત્તી નીચે ગાળતા. મેં આ રીતે 'કલ્કી' વાંચવાનું શરૂ કર્યું. વાંચતાં વાંચતાં મને એ એટલું ગમી ગયું કે મેં એનો ગુજરાતી સાર લખવાનું શરૂ કર્યું. પણ પછીથી મને લાગ્યું કે સાર પૂરતો નથી, પુસ્તક આખું જ ઉતારવું જોઈએ. એટલે પછી બૅરેક ખૂલતાં સુધીનો સમય એ અનુવાદ કરવામાં વાપરવા માંડ્યો. આમ કરતાં કરતાં બારમી નવેમ્બરને દિવસે એ અનુવાદ પૂરો થયો.

જ્યારે એ અનુવાદ છપાવવાનું નક્કી થયું ત્યારે મારા સ્નેહી મિત્ર શ્રી. ગોપાળદાસ પટેલે એ આખો અનુવાદ ધ્યાનપૂર્વક વાંચી જઈ એમાં રહેલી ભૂલો અને ત્રુટીઓ બતાવી તે સુધારવામાં પણ મને ખૂબ મદદ કરી. એ મિત્રકાર્ય માટે હું એમનો ખૂબ ઋણી છું.

આ પુસ્તક વિશ્વવિદ્યાલયના અભ્યાસીઓને ઉદ્દેશીને નહિ, પણ સામાન્ય જનસમાજને ઉદ્દેશીને લખાયેલું છે, એટલે એમાં ટિપ્પણો આપવાં પડે એવા ઉલ્લેખો બહુ થોડા છે. છતાં જ્યાં જ્યાં ટિપ્પણ આપવાની જરૂર લાગી, ત્યાં ત્યાં મેં ટૂંકાં ટિપ્પણો આપ્યાં છે. વળી શ્રી. રાધાકૃષ્ણનનો પરિચય આપવાનો વિચાર આવતાં 'જગતનો આવતી કાલનો પુરુષ' નામના પુસ્તકમાં તેના અનુવાદક શ્રી. મગનભાઈ દેસાઈએ એમના જીવન અને જીવનકાર્ય વિષે જે નિબંધ લખ્યો છે, તેમાંથી જ ખપ પૂરતો ભાગ થોડા ઘણા ફેરફાર સાથે અહીં ઉતાર્યો છે. એ ઉતારવાની પરવાનગી આપવા માટે શ્રી જૈન સાહિત્ય સમિતિના મંત્રીનો અને લેખકનો હું આભારી છું.

આ પુસ્તક પશ્ચિમના સમાજને ઉદ્દેશીને લખેલું હોઈ, એમાં જ્યાં જ્યાં 'આપણી સંસ્કૃતિ' 'આપણી સમાજરચના' વગેરે પ્રયોગો આવે ત્યાં ત્યાં 'પશ્ચિમની સંસ્કૃતિ' 'પશ્ચિમની સમાજરચના' વગેરે અર્થ લેવો. ગેરસમજ ન થાય એટલા માટે આ વસ્તુ નોંધવાની જરૂર જોઈ છે.

છેવટે, આ અનુવાદ પ્રગટ કરવાની પરવાનગી આપવા માટે શ્રી. રાધાકૃષ્ણનનો અને પ્રસ્તાવના લખી આપવા માટે મુ. શ્રી કાકાસાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માની વિરમું છું.

તા. ૫–૧૨–'૩૯ **નગીનદાસ પારેખ**

તા. ક.: ૨૧મે પાને પહેલું વાક્ય આ પ્રમાણે સુધારીને વાંચવું :—"બહુવિવાહ ગેરકાયદે છે પણ વ્યવહારમાં બહુ-સ્ત્રીગમન પ્રચલિત છે, એ સાચી વાત છે."

## પૂજ્ય માતાપિતાને

માર્તંડ શાં તેજ પ્રતાપ ધારતા
વાત્સલ્યની મૂર્તિ સમા પિતાજી!
ધરિત્રી શી શાંત સહિષ્ણુતાની
મૂર્તિ સમાં માત! નમું તમોને.

# त्रिकालस्पर्शी विहंगावलोकन

આજનું જગત મૂંઝાયું છે. અત્યાર સુધી મનુષ્યજાત ઊંઘણશીની દશામાં હતી. થોડાક લોકો ધાર્યું કરે અને બાકીના બધા જે પ્રવાહ તાણતો હોય એની અંદર તણાઈ જવા તૈયાર હોય એવી દશા હતી. હવે કેળવણીને પ્રતાપે અને લોકશાહીને અધિકારે ઘણા લોકો જાગ્રત થયા છે. પોતાનું ધાર્યું કરવા માગનારા લોકોની સંખ્યા એટલી વધી પડી છે કે કોઈનું કશું ધાર્યું થતું નથી, ચાલતું નથી. એક મોટી હોડીમાં સો બસો લોકો હલેસાં ચલાવતા હોય અને દરેક માણસ પોતાની મરજીમાં આવે તેમ, અને બને ત્યાં સુધી એકબીજાથી વિરોધી દિશામાં હલેસું ચલાવવા માંડે અને પછી જે પરિણામ આવે તેવી સ્થિતિ દુનિયાની થઈ છે. લોકોની જાગ્રતિ જોતાં અસાધારણ આશાઓ બંધાય અને અવ્યવસ્થા જોતાં આશાનો એકે અંકુર વધે નહિ, બળી જ જાય, એવી સ્થિતિ વિચારી લોકોના મનની થઈ છે. એવે વખતે આખી દુનિયાનો વિચાર કરી આપણે કેવા હતા, આજે કેવા છીએ, ભવિષ્યમાં કેવા થવું જોઈએ અને કેવા થવાની આશા રખાય એનું ચિત્ર કોઈ દોરી આપે તો એ માણસ એટલે દરજ્જે મનુષ્યજાતિનો હિતકર્તા ગણાય.

આવો માણસ બહુશ્રુત તો હોવો જ જોઈએ. માનવી સંસ્કૃતિનું વહાણ ક્યાં સુધી આવ્યું છે, કયા કયા સમુદ્ર એણે ખેડ્યા છે, કેટલું ઊંડાણ માપ્યું છે અને આગળ જતાં

એ વહાણુ આગળ કેવા સમુદ્રો પડયા છે, એ બધાનો ક્યાસ કાઢી આપણને દિશા સુઝાડનાર માણસ વિચારક્ષેત્રમાં તો કોલંબસ જ ગણાવો જોઈએ. આ જાતની ભીડ મનુષ્યજાતિ એટલી બધી અનુભવે છે કે એના જવાબમાં આખી દુનિયા વિષે વિચાર કરી પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડનાર વિદ્વાનોની સંખ્યા પણ દુનિયા આગળ નાનીસૂની નથી.

આપણા દેશમાં આખી દુનિયાનો અને દુનિયાની સંસ્કૃતિની અદ્યતન સ્થિતિનો વિચાર કરનારા લોકો ગણ્યા-ગાંઠયા છે. એમાંય દુનિયાના વિદ્વાનોની હારમાં બેસે, પોતાને સુધરેલા ગણતા લોકોની જ ભાષામાં અને એમની જ પદ્ધતિથી એમને ચાર શબ્દો આત્મ-વિશ્વાસપૂર્વક સંભળાવે, એવા લોકો બહુ જ થોડા છે. એવા લોકોમાં સર રાધાકૃષ્ણને પોતાનું સ્થાન મેળવ્યું છે એટલું જ નહિ પણ સ્થિર કર્યું છે. ભારતીય સંસ્કૃતિ અને આધુનિક યુરોપીય સંસ્કૃતિ બંનેના પાયામાં જે તત્ત્વજ્ઞાન છે, એનો ઊંડો અભ્યાસ એમણે કર્યો છે. બંને પ્રત્યે એમના મનમાં સદ્ભાવ છે અને પોતાની વિદ્વત્તાનો એમના ઉપર એટલો ભાર નથી કે ભવિષ્યકાળ તરફ જોઈ ન શકે અથવા પોતાની વાતો લોકસુલભ ભાષામાં કહી ન શકે.

સ્વદેશી પરદેશી તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને સમાજકારણ સમજીને પોતાના દેશનું સમાજકારણ હાથમાં લેનાર લોકોનો રસ્તો રાધાકૃષ્ણને હજી ખેડયો નથી. તેઓ તો ભારતીય સંસ્કૃતિના મિશનરી થઈ યુરોપ આગળ ભારતીય તત્ત્વજ્ઞાનને રજૂ કરવામાં માને છે. સ્વામી વિવેકાનંદે જે કામ કર્યું, શ્રી. અરવિંદ જે કામ બીજી રીતે કરી રહ્યા છે અને કવિ રવીન્દ્રનાથ ઠાકુર જે કામ આબાદપણે કરી શકયા છે, તે જ

કામ સર રાધાકૃષ્ણુન પોતાના ક્ષેત્ર પૂરતું કરવામાં માને છે. હાલ* તેઓ ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં ભારતીય તત્ત્વજ્ઞાન શીખવવાના કાર્ય સારુ પંદર વર્ષ માટે પ્રાધ્યાપક નિમાયા છે. બહુ જ ડહાપણપૂર્વક તેમણે એવી શરત મૂકી છે કે, દર વરસે ૭ મહિના હું હિંદુસ્તાનમાં રહું અને ૭ મહિના વિલાયતમાં કામ કરું. આ રીતે હિંદુસ્તાનના જીવન સાથે એમનો સંબંધ બરાબર જળવાતો રહેશે અને વિલાયતના વિચાર-જગતમાં જે નવનવા અખતરાઓ ચાલતા હોય એ નિહાળી એનું બયાન આપણા દેશના લોકો આગળ એ કરી શકશે. સ્વભાવે જ એ બે સંસ્કૃતિ વચ્ચેના એલચી છે, અને એલચી તો જતા આવતા રહે ત્યારે જ આપલે કરી શકે.

સર રાધાકૃષ્ણુન દર્શનશાસ્ત્રના પ્રખર પંડિત છે. ભારતીય દર્શનશાસ્ત્રનો ઇતિહાસ એમણે બે દળદાર ગ્રંથોમાં અંગ્રેજી જાણુનારી દુનિયા આગળ મૂક્યો છે. એ એમની મોટામાં મોટી સેવા છે. ત્યાર પછી 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑવ્ લાઇફ' એ એટલી જ મહત્ત્વની ચોપડી લખી દર્શનશાસ્ત્રમાં સ્વદેશી અને પરદેશી વિચારો પોતાની વિશેષ શૈલીમાં એમણે વણી કાઢ્યા છે. 'ઇન્ડિયન ફિલોસોફી'ના બે ભાગ અને 'આઇડિયાલિસ્ટ વ્યૂ ઑવ્ લાઇફ' એ બંને ચોપડીઓ વિદ્વદ્ભોગ્ય છે. જેઓ પ્રકાંડ પંડિતો હોય છે, તેઓ સામાન્યપણે લોકભોગ્ય એવું કશું લખી શકતા નથી. રાધાકૃષ્ણુન એ બાબતમાં અત્યંત આનંદદાયી અપવાદ છે.

---

*આ પ્રસ્તાવના લખાયા બાદ પંડિત મદનમોહન માલવીયજી હિંદુ યુનિવર્સિટીમાંથી નિવૃત્ત થયાથી એમનું સ્થાન સર રાધાકૃષ્ણુને લીધું છે.

એમણે એવી તો બે ચોપડીઓ લખી છે કે જે હિંદુસ્તાનમાં તો શું, આખી દુનિયામાં ઘેર ઘેર વંચાય એવી યોગ્યતાની છે. એક છે 'હિન્દુ વ્યૂ ઑવ્ લાઇફ્'—ભારતીય જીવનદૃષ્ટિ, અને બીજી આ પ્રસ્તુત ચોપડી—કલ્કી અથવા મનુષ્યજાતનું ભવિષ્ય—છે.

'કલ્કી' એ જ નામ એમણે કેમ પસંદ કર્યું એમ વાચકોને થશે. જે ગ્રંથમાળા માટે આ ચોપડી લખાઈ છે તે માળાના વિદ્વાન લેખકોએ પોતાના વિષયને ઉદ્દીપિત કરતું ગ્રીક પુરાણોમાંથી કોઈ નામ પસંદ કર્યું છે. આપણા દેશી દાખલાઓ આપીને એ વિચાર સ્પષ્ટ કરી શકાય. જો આપણે યંત્રશાસ્ત્ર અને નગરરચના કે ગૃહરચના ઉપર લખવા માગતા હોઈએ, તો એ ચોપડીને 'વિશ્વકર્મા' કહી શકાય. નદીઓ ઉપર કાબૂ મેળવી એની નહેરો દ્વારા જો દેશની ખેતી નદી-માતૃક કરવી હોય અને ઉજ્જડ પ્રાંતોને આબાદ કરવા હોય, તો એને માટે આપણે જે 'રિવર ટ્રેઇનિંગ' અથવા 'ઇરીગેશન'ની નવી વિદ્યા ખીલવીશું એને 'ભગીરથવિદ્યા' કહેવામાં ઘણું ઔચિત્ય છે. મોટાં મોટાં જંગલો પાર કરીને નવા નવા દેશોની શોધખોળ કરી હોય અને એને અંગે ચોપડી લખી હોય, તો ઋષિતર્પણની વૃત્તિથી એ ચોપડીને આપણે 'અગસ્ત્ય' કહી શકીએ. હવે એ જ ન્યાયે અત્યારની દુનિયાની સંસ્કૃતિની મૂંઝવણ સમજી લઈ ભવિષ્ય માટે જો નવી સંસ્કૃતિનો અવતાર કરાવવો હોય તો એને 'કલ્કી' કેમ ન કહીએ? પુરાણ-કારોએ કલ્કીની જે કલ્પના કલ્પી છે, તેમાં એ લોકોનું કલ્પના-દારિદ્ર્ય જ વ્યક્ત થાય છે. માણસ ભૂતકાળ તરફ જુએ અને ભવિષ્યકાળ માટે ચિત્રો ચીતરે તો એમાંથી ભૂત જેવું જ પરિણામ આવે, છતાં એ જૂની છબી છોડી દઈ નામ તો જરૂર

વાપરી શકાય. એ વૃત્તિથી પોતાની આ નાનકડી ચોપડીને આપણાં પુરાણોમાંનું એક નામ આપવામાં સર રાધાકૃષ્ણને ભારે ઔચિત્ય વાપર્યું છે એ વિષે શંકા નથી.

ધર્મ, જીવન અને સંસ્કૃતિ—આ ત્રણે શબ્દો ભાષામાં વધારેમાં વધારે અર્થઘન છે. કેટલાક શબ્દો જોડણીની દૃષ્ટિએ નહિ પણ અર્થની દૃષ્ટિએ સાવ દૂબળા પાતળા દુકાળિયા હોય છે; કેટલાક પખાલની પેઠે ઘણો અર્થ પોતાના પેટમાં સમાવી શકે છે; કેટલાક શબ્દો સુથારનાં અને લુહારનાં કેટલાંક ઓજારોની પેઠે અનેક કામ સારી શકે છે, જ્યારે કેટલાક શબ્દો મદારીની જાદુઈ લાકડીની પેઠે ગમે તે ક્ષણે ગમે તે અર્થ કાઢી આપવા જેટલા ચંચળ હોય છે. કેટલાક શબ્દો સજ્જનો જેટલા વિશ્વાસપાત્ર હોય છે, જ્યારે બીજા કેટલાક, રાજકારણી પુરુષોનાં વચનો જેટલા માયાવી હોય છે. ધર્મ, જીવન અને સંસ્કૃતિ—આ ત્રણ શબ્દો આકાશ જેટલા વ્યાપક છે, એમનામાં ન માય એવું કશું જ નથી. હવે ધર્મ, જીવન અને સંસ્કૃતિની ચર્ચા કરનાર ચોપડી જીવનનું એકે પાસું છોડી ન શકે અને બધું લેવા જાય તો એને તો મહાભારત રચવું રહ્યું. એમાંય ભૂત, વર્તમાન, ભવિષ્ય ત્રણેની દૃષ્ટિએ જીવનસંસ્કૃતિની ચર્ચા કરવા માણસ ઊપડે તો તો એક મહાનદને મહાસાગરમાં લઈ જવા જેટલી મહેનત એમાં કરવી પડે. આવું કામ વળી લોકભોગ્ય કરવા માટે જો ટૂંકું અને ટચ કરવું હોય તો અસાધારણ શક્તિ જોઈએ. એ શક્તિ ગ્રંથકારે આ નાની ચોપડીમાં બતાવી છે. એ જો દરેક વસ્તુનો સાર કાઢવા જાત તો દૂધમાંથી પેંડા તૈયાર કર્યા જેવું કામ થાત અને સરવાળે એ ચોપડી દુર્જર એટલે

કે પચવામાં ભારે થઈ જાત. સર રાધાકૃષ્ણને મતલબની વસ્તુઓ રાખી બાકીની ઘણી વસ્તુઓ છોડી દેવાની હિંમત કરી છે, તેથી જ તેઓ આ કામમાં ફાવ્યા છે. સંસ્કૃતિનાં અસંખ્ય અંગો હોવા છતાં એમાં મુખ્ય તો ધર્મ, કુટુંબ વ્યવસ્થા, આર્થિક સંબંધ, અને રાજકારણ તેમ જ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો ચક્રવ્યૂહ એટલી જ વસ્તુઓ મુખ્ય છે. એ જ વસ્તુઓ લઈને આ પાંચ ક્ષેત્રોમાં આજની દુનિયા કેવી સ્થિતિ ભોગવે છે અને કયે રસ્તે આગળ જતાં માણુસજાતનો ઉગારો થઈ શકે એમ છે, એ ટૂંકમાં બતાવી તેમણે પોતાનું કામ પૂરું કર્યું છે. આમાં અધ્યાપકની નિર્મળ વિવેચનશૈલી અને મિશનરીનો ધગધગતો ઉત્સાહ બંને છે.

સાહિત્ય, સંગીત અને કલા જેવા રોચક વિષયોનું વિવેચન પણ જો આમાં દાખલ કર્યું હોત તો ગ્રંથવિસ્તાર થાત અને ચોપડીનો મૂળ ઉદ્દેશ માર્યો પણ જાત. સાહિત્ય, સંગીત અને કળાનું ગમે તેટલું મહત્ત્વ હોય તોપણ ઉપર વર્ણવેલા પંચક આગળ એ ગૌણ જ છે. એ પંચકને બિંબ કહીએ તો સાહિત્ય, સંગીત અને કળા એ ત્રિપુટિને ચૈતન્યયુક્ત પ્રતિબિંબ કહી શકાય. આની ચર્ચા તો એક સ્વતંત્ર ચોપડીમાં જ કરવી સારી. આ ત્રણે ક્ષેત્રમાં દુનિયામાં નવું જ દર્શન ઉઘડવા માંડ્યું છે એ ખરું, પણ એમાં ક્રાંતિના કરતાં યૌવનનું જ વાતાવરણ વધારે દેખાય છે.

બીજો એક મહત્ત્વનો વિષય સર રાધાકૃષ્ણને આ ચોપડીમાં છેડ્યો નથી. અને એમાં એમની શાસ્ત્રીય દૃષ્ટિ કરતાં કુનેહ જ વધારે તરી આવે છે. એ છે વર્ણ-વિદ્વેષ અને જાતિદ્વેષની મીમાંસા. ચોપડી મુખ્યત્વે યુરોપી સમાજ

માટે લખી છે. એ સમાજને થોડાક ચાબખા લગાવીને જાગ્રત કરવાનો ઉદ્દેશ એની પાછળ છે. એમાં એવો વિષય તો ન જ છેડાય જેની અંદર એ સમાજની ચામડી વિશેષ આળી હોય. અને આપણે ફરિયાદી હોઈએ એવા વિષયો ન છેડ્યા હોય તો સારા. સર રાધાકૃષ્ણન, આજની દુનિયાના જ એક તટસ્થ માણસ તરીકે આત્મીય ભાવે, પાશ્ચાત્ય દુનિયાને એના દેવાળા તરફ આમાં ધ્યાન ખેંચવા માગે છે. સંસાર પરિવર્તી છે, જૂના આદર્શો ઓગળી જાય છે અથવા ભૂંસાઈ જાય છે, નવા આદર્શોનો નિશ્ચય થતો નથી, એવી મૂંઝવણ અને ભીડને વખતે એ મીમાંસા કરવા બેઠો છે. ગ્રંથકાર દુનિયાની નાડ તપાસનાર કુશળ વૈદ્ય છે, પણ રોતલ નિરાશાવાદી નથી. એણે ભવિષ્યની આશા અને પુનર્ઘટના કઈ રીતે ખીલી શકે એ પણ ખાસ બતાવ્યું છે. ' વિશેષ કરીને જ્યાં આજની દુનિયા ધર્મ વિષે અશ્રદ્ધાળુ અને નાસ્તિક બનતી જાય છે, ત્યાં જ ધર્મ ઉપરની પોતાની નિષ્ઠા અડગ રાખી એણે ધર્મપરિવર્તન કેમ થવાનું છે એ વિષે અત્યંત સ્પષ્ટ અને અસરકારક વિવેચન કર્યું છે. આખી ચોપડીમાં આ જ ભાગ સૌથી સરસ નીવડ્યો છે. નિષ્કામ કર્મ અને અનાસક્તિનો આપણો સિદ્ધાંત કેટલો વ્યાપક અને તારક છે, એ એમણે એમાં બતાવ્યું છે જ. પણ ધર્મો જો આટલું નવજીવન બતાવી ન શકે તો જૂના કચરાની પેઠે એમને ઉકરડા ઉપર જ જવું પડવાનું છે, એ પણ એમણે નીડરપણે જાહેર કર્યું છે.

વાત્ત એમ છે કે, કુદરત ક્રાંતિ અને ઉત્ક્રાંતિ એટલે કે ક્રમવિકાસ બંને સાધનો વાપરવામાં નિષ્પક્ષ છે. અમુક હદ સુધી તો ક્રમવિકાસથી જ કુદરત કામ લે છે, અને પછી જ્યારે

એ વિકાસમાં સ્થિરતા આવી જાય છે, અને મનુષ્યજીવન સંસ્થાના કાયમના બંધનમાં જકડાઈ પડે છે, ત્યારે એ કવચ તોડવાની પણ કુદરતને જરૂર જણાય છે. દરેક ઝાડમાં જુઓ; જમીનમાંથી જીવનરસ લઈ તે પરિપુષ્ટ થાય છે. એ જીવનરસના રક્ષણને અર્થે દરેક ઝાડને મજબૂત કવચ (છાલ) ધારણ કરવું પડે છે; પણ એ જ કવચ જ્યારે ઝાડના વિકાસને અટકાવે છે, ત્યારે કુદરત શિયાળો આણી ઝાડની એ ચામડીને તડ પાડે છે, જાણે ઝાડના ગાલ બાળકોના ગાલની પેઠે કરકરિયા કરે છે, અને નવા વિકાસ માટે અવકાશ કરી આપે છે. મનુષ્યસમાજનું પણ એવું જ છે. આવી રીતે સ્થિર થયેલી સંસ્થાઓ તોડી નાખવા માટે સામાજિક અને માનસિક યુદ્ધો પેદા કર્યા વગર કુદરતનું ચાલતું જ નથી. જો કસ-હીન થયેલી ભૂમિમાં નવો કાંપ ફેલાવવો હોય તો નાઈલ, બ્રહ્મપુત્રા કે મહાનદીમાં રેલ આણ્યે જ છૂટકો. ક્ષેમપરાયણ (કૉન્ઝરવેટીવ) માણસને થાય છે કે જળપ્રલય થયો, બધું ડૂબી ગયું, હવે કશું રહ્યું નથી. પણ એ પ્રલયનાં પાણી જ્યારે ઓસરી જાય છે ત્યારે, એ જ માણસ નવી ખેતી અને નવી સમૃદ્ધિ માટે તૈયાર થઈ જાય છે. શિકારી સંસ્કૃતિ, હિંસાયુદ્ધો અને હરીફાઈની જીવનવ્યવસ્થાનો હવે અંત આવવા લાગ્યો છે. પોતાના બોજા તળે એ સંસ્કૃતિ દબાઈ ગઈ છે. પોતાને પાપે એની ધૃતિ ('કોહીઝન') નષ્ટ થવા લાગી છે અને હવે सर्वतः संप्लुतोदके એવી એકતા દુનિયામાં આવવા લાગી છે. પણ એ કાંઈ મનુષ્યસમાજની અંતિમ સ્થિતિ નથી. આ ભૂકંપ જેવા નવા ખેડાણ પછી નવી રચના, નવી ખેતી, અને એમાંથી મળતી નવી સમૃદ્ધિ માટે આપણે તૈયાર થવું જોઈએ. એને માટે જૂનાનું આકલન અને

નવાની સમજણ એ જ સૌથી મહત્ત્વનું કામ છે. દુનિયાની શક્તિ, માણસજાતની શક્તિ તો પાર વગરની વધી છે, એના પ્રમાણમાં સજ્જનતા વધી નથી; શક્તિનું સામ્રાજ્ય ફેલાયું છે, પણ શક્તિનો શિવ સાથે મંગલ વિવાહ થયો નથી; એટલે આજની દુનિયા મૂંઝાય છે. જ્યારે શિવનો અવતાર થશે અને શક્તિ પોતાનું સર્વસ્વ શિવને ચરણે અર્પણ કરશે, ત્યારે નવી સંસ્કૃતિનો કુમારસંભવ થશે. અત્યારે તો દુનિયામાં શિવનું નહિ પણ કાલીમાતાનું તાંડવ-નૃત્ય ચાલી રહ્યું છે, અને શિવ એના પગ તળે કચરાઈ ગયો છે. હવે પછીનો અધ્યાય કેવો થશે એ જાણવા માટે આ ચોપડી આપણને ઘણી મદદ કરશે.

બધા જ ધર્મો આજે અપ્રતિષ્ઠિત થયા છે. ધર્મગ્રંથોના પ્રામાણ્યને કેટલાક લોકો ભલે વળગી રહે, પણ એ વસ્તુ હાસ્યાસ્પદ થઈ છે. માણસની અત્યાર સુધીની ઈશ્વર વિષેની કલ્પના પણ હવે ફેંકી દીધે જ છૂટકો. માણસજાતનો બાલ્યકાળ હવે પૂરો થયો છે. હમણાં ગધ્ધાપચીસી પ્રવર્તે છે. એમાંથી ઊગરી ગયા પછી જ માણસજાત ડહાપણભર્યો ઘર-સંસાર શરૂ કરશે. એ માટેની શિખામણ આપનાર આ ચોપડી નવયુવકોની કેળવણીમાં આવશ્યક સ્થાન લે એમ ઇચ્છું છું.

આજની મનુષ્યજાતિની સંસ્કૃતિ, એના ગુણદોષો અને ભવિષ્યની દિશાનું વિવેચન કરનાર ગ્રંથો આજકાલ ઘણા લખાય છે, પણ એમાંયે કેટલાક વિશેષ અધિકારી કલમથી લખાયેલા છે. અને જે લોકો ભારેમાં ભારે વિચાર સહેલી ભાષામાં લખી શકે છે તેમના ગ્રંથો મનન માટે વિશેષ ઉપયોગી હોય છે. મારી ભલામણ છે કે, અંગ્રેજી જાણનાર નવયુવકોએ આ દૃષ્ટિએ પોતાના વિચારો ખીલવવા માટે ડિકિન્સનના 'મોડર્ન

સિમ્પોઝિયમ ' થી પ્રારંભ કરવો. એની અંદર ઇંગ્લંડમાં જે ભિન્ન ભિન્ન રાજદ્વારી પક્ષો છે, તેમના પાયામાં કયા તાત્ત્વિક વિચારો કામ કરી રહ્યા છે, તે બહુ ટૂંકા શબ્દોમાં સ્પષ્ટ કર્યું છે. ત્યાર પછી રાધાકૃષ્ણનની પ્રસ્તુત ચોપડી ધ્યાનપૂર્વક વાંચી લેવી. આ બે ચોપડી વાંચ્યા પછી આયર્લેંડના સંસ્કૃતિ-સમર્થ રાષ્ટ્રસેવક અને કવિ એ૦ ઈ૦ ની ' ધ ઇન્ટરપ્રીટર્સ ' એ ચોપડી વાંચવી. ભગવદ્ગીતાનો સંવાદ જેમ રણભૂમિ ઉપર ગીતાકારે ગોઠવ્યો છે, તેમ જ ' ઇન્ટરપ્રીટર્સ ' એ ચોપડીમાં આવેલો ભવ્ય સંવાદ વિશ્વક્રાંતિના એક કાવતરાના સ્ફોટના વાતાવરણમાં ગોઠવાયો છે. એટલે ગોઠવણી તેમ જ વિચારણાની દૃષ્ટિએ એ આખું લખાણ ભવ્ય અને અદ્વિતીય થયું છે, એમ કહી શકાય. સાહિત્યવિષયક છીછરી લવરી કરનાર અને પ્રેમના છીછરા પ્રસંગોમાં ચિત્તને અસ્વસ્થ કરી મૂકનાર ચોપડીઓ પાછળ કૉલેજના કીમતી દિવસો બગાડવા કરતાં આવી પાંચ દસ ચોપડીઓનું જો વિદ્યાર્થીઓ સંગીન અધ્યયન કરે, તો તેઓ વધારે સારી ઊંચી કેળવણી પામશે, એવો મારો દૃઢ અભિપ્રાય છે. સાચા અધ્યાપકો આવી જ એકાદ સારી અને અનેક વિષયોના પાયાના વિચારોની મીમાંસા કરતી ચોપડીનો આધાર લઈ એની આસપાસ પોતાની બધી અધ્યાપનકળા ઠાલવે છે, અને વિદ્યાર્થીને જીવનયાત્રાના પ્રારંભમાં કીમતીમાં કીમતી જીવનપાથેય (ભાથું) બાંધી આપે છે, અને પછી આશીર્વાદ આપે છે:—

शिवास्ते पन्थानः सन्तु ।

અમદાવાદ  
૭–૧–'૩૮

**दत्तात्रेय बालकृष्ण कालेलकर**

# લેખક-પરિચય

શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણનને છાપાં વાંચનાર ગુજરાતી કદાચ જાણતો હોય. બાકી સામાન્ય ગુજરાતી આપણા દેશના એ જગપ્રસિદ્ધ વિદ્વાનને નથી ઓળખતો. એમનું આ એક નાનકડું પુસ્તક ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ કરતી વખતે, તેમનો ટૂંકો પરિચય આપું તો આવકારપાત્ર થશે એમ માનું છું.

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન અર્વાચીન હિંદના એક અદ્વિતીય અભ્યાસક અને વિચારક તથા ફિલસૂફ છે. હિંદની સંસ્કૃતિના તે સમર્થ અર્થવાહક છે. પશ્ચિમે તેમને તે રીતે જ પહેલા ઓળખ્યા; અને એમ કરીને આપણા જવાહિરને તેમણે મૂલવી દેખાડયું ત્યારે આપણી નજર તેમના ભણી વળી. હિંદની સંસ્કૃતિના તે પરમ અભિજ્ઞ અભિમાની છે. અને આ એમનું અભિમાન, કેટલાંક વર્ષો પર જોવામાં આવતા છીછરા પ્રકારના જેવું નથી કે સંકુચિત નથી. તે 'વસુધૈવ કુટુંબકમ્'ના આદર્શવાળા જગજ્જન છે. છતાં પોતે હિંદી છે તે એ વીસરી નથી જતા. વિરાટમાં વ્યાપેલાં અનેક ભુવનોની પેઠે, એ આ વસુધાની પ્રજાઓને નિહાળે છે.

અને આ એમની દૃષ્ટિ એમને હિંદની સંસ્કૃતિમાંથી મળી છે અને એ તેઓ જગત આગળ મૂકે છે. એક જણે કહ્યું છે કે, "વિવેકાનંદ પછી હિંદની એમના જેવી અજોડ સેવા કરનાર બીજું કોઈ નથી થયું. પશ્ચિમ-જગતને પોતાની અનનુકરણીય ભાષામાં એમણે હિંદુ ધર્મ અને વિચારતત્ત્વનો સત્યતમ, સર્વશ્રેષ્ઠ અને ઉદાત્તતમ સાર આપ્યો છે."

જન્મે તે આંધ્રદેશના છે.[1] ઈ. સ. ૧૮૮૮ના સપ્ટેંબરની ૫મી તારીખે તિરુતની ગામમાં તેમનો જન્મ થયો હતો. મદ્રાસથી ૪૦ માઈલ દૂર આ ગામ દક્ષિણનું એક તીર્થસ્થાન ગણાય છે. તેમના પિતા જૂની ઢબના બ્રાહ્મણ હતા. ત્યાંના જમીનદારના તહસીલદારનું કામ તે કરતા. ૧૯૩૧માં લખેલા ડૉ. મજુમદારના હેવાલમાં છે કે, તેમનાં માતા હજી જીવે છે, પિતા ગુજરી ગયા છે.

શ્રી. રાધાકૃષ્ણનનું મોટા ભાગનું શિક્ષણ ખ્રિસ્તી મિશનરીઓની સંસ્થામાં થયું છે. એને લીધે એક વસ્તુ તો આજ એમના જીવનમાં જોઈ શકાય છે કે, તેમનો બાઇબલનો અભ્યાસ સારી પેઠે ઊંડો છે. જેમ ઉપનિષદ અને અન્ય હિંદુ ધર્મગ્રંથો તેમની વાણીમાંથી વારંવાર ઝરે છે, તેમ જ ને તેવી જ સહજતાથી બાઇબલનાં[2] સુવાક્યો પણ તેમની

---

૧. સર રાધાકૃષ્ણનના જીવનની હવે પછી આવતી હકીકતો મેં ડૉ. મજુમદારે "ધ હાર્ટ ઑફ હિંદુસ્તાન" એ પુસ્તકની પ્રસ્તાવનામાં લખેલા નિબંધમાંથી લીધી છે. તેને માટે હું તેઓશ્રીનો આભારી છું.

૨. ઇંગ્લંડમાં અનેક વાર એમને દેવળમાં પ્રવચનો કરવામાં નોતરવામાં આવ્યા છે. ત્યારનાં તેમનાં કેટલાંક પ્રવચનો એમના

વાણીમાં ઝગકતાં હોય છે. ખ્રિસ્તીઓના હાથ નીચે ભણવાથી એમના મનમાં તે પ્રત્યે વિરોધભાવ ઊપજે એવા તે નથી. ખ્રિસ્તીધર્મના જ્ઞાનથી એમણે પોતાના હિંદુત્વને વધારે શણગાર્યું છે, શોભાવ્યું છે, અને એના અર્થનું અનેરું ઊંડાણ પણ જોયું છે.

વેલોરની અમેરિકન મિશન કૉલેજમાંથી ૧૯૦૩માં તે મૅટ્રિક થયા અને ૧૯૦૫માં પ્રથમા પસાર કરી. પરીક્ષામાં તેમને પ્રથમ વર્ગ મળેલો એ નોંધવું જોઈએ. વેલોરથી તે મદ્રાસ ક્રિશ્ચન કૉલેજમાં ગયા અને ૧૯૦૭માં બી. એ થયા. એ વર્ષ બાદ એમ. એ. પણ પૂરું કર્યું. બેઉ પરીક્ષામાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયા હતા. એમ. એ.માં એમનો વિષય દર્શનશાસ્ત્ર — ફિલસૂફી હતો, અને એ વિષયમાં પાસ થનાર તે વર્ષે તે એકલા જ વિદ્યાર્થી હતા.

૧૯૦૯માં તે એમ. એ. થયા કે તરત તેમને મદ્રાસની સરકારી કૉલેજમાં ફિલસૂફીના ઉપાધ્યાપકની જગા મળી ગઈ. ૧૯૧૧માં તે જગાએ તેમની કાયમી નિમણૂક થઈ, તે દરમિયાન ૧૯૧૦માં તેમણે શિક્ષણશાસ્ત્રની એલ.ટી. ઉપાધિ પ્રાપ્ત કરી લીધી. ૧૯૧૬માં તેમને ઉપાધ્યાપકમાંથી ફિલસૂફીના અધ્યાપકપદે નિયુક્ત કરવામાં આવ્યા. આ વર્ષોમાં તેમનું કામ કેવું સંગીન, અભ્યાસપૂર્ણ અને વિદ્યાર્થીપ્રિય થયું

---

એક પુસ્તકમાં જોવા મળે છે, તે પરથી પણ એમનો ખ્રિસ્તીધર્મ તથા તેનાં શાસ્ત્રોનો કેવો ઊંડો અભ્યાસ છે તે જણાય છે. ખૂબી એ છે કે, તે ગ્રંથોમાંથી પણ તે, પોતાને જે ધર્મરહસ્ય લાધ્યું છે તે જ જુએ છે અને બતાવે છે.

હશે તે તેમના ત્યાર પછીના ઉત્કર્ષ પરથી સ્પષ્ટ દેખાય છે. સતત અભ્યાસી સ્વભાવના તો તે હોવા જ જોઈએ, કેમ કે આપણે આગળ તેમની લેખનપ્રવૃત્તિ જોતાં જોઈશું કે, લગભગ ૧૯૧૧થી જ તેમની એ પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ હતી: તે સાલમાં ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે એમનું 'માનસશાસ્ત્રનાં મૂળતત્ત્વો' પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. અને અધ્યાપક થયા બાદ ૧૯૧૮માં જ એમણે 'રવીન્દ્રનાથ ટાગોરની ફિલસૂફી' એ નામથી કવિવરના લેખનનો અભ્યાસપૂર્ણ નિબંધ બહાર પાડ્યો હતો.

શ્રી. રાધાકૃષ્ણનની પ્રતિભાને પહેલવહેલી પારખવાનું માન મૈસૂર વિદ્યાપીઠને મળે છે. તે વિદ્યાપીઠે તેમને ૧૯૧૮માં પોતાના ફિલસૂફીના અધ્યાપક થવા નોતર્યા અને તે પદ પર પાંચ વર્ષની તેમની નિમણૂક કરી. અત્યાર સુધી શ્રી. રાધાકૃષ્ણન મદ્રાસની પ્રાંતિક સરકારની નોકરીને નીચલે દરજ્જે હતા; ૧૯૨૦માં સરકારે તેમને 'આઈ. ઈ. એસ.', એટલે કે, કેળવણીની ઉચ્ચતમ કક્ષાની નોકરીમાં લીધા. આ જ વર્ષમાં એમનો એક નવો ગ્રંથ પણ બહાર પડ્યો: 'ધ રેઈન ઑફ રિલીજિયન ઇન કૉન્ટેમ્પોરરી ફિલોસોફી.' આની અસર યુરોપ અમેરિકા પર પણ પડી અને ત્યાં પણ શ્રી. રાધાકૃષ્ણનની એક ઊંડા અભ્યાસી તરીકેની પ્રથમ ઓળખ પહોંચી.

શ્રી. રાધાકૃષ્ણન મૈસૂરમાં હતા ત્યાં જ કલકત્તાના સર આશુતોષ મુખરજીની તાર્ક્ષ્યદૃષ્ટિ આ ઊગતા તારા પર પડી. અને તે અરસામાં કલકત્તા યુનિવર્સિટીનું ફિલસૂફીનું અધ્યાપક-પદ ખાલી પડવાથી મુખરજીએ શ્રી. રાધાકૃષ્ણનને ત્યાં આવવા ખેંચ્યા. અને ૧૯૨૧માં તે પોતાને નવે કામે પહોંચી ગયા,

અને ત્યારથી તેમની જાણ હિંદની અન્ય વિદ્યાપીઠોમાં પણ થવા મંડી. સર આશુતોષે એમને સારી પેઠે ઉત્સાહ અને અનુકૂળતા આપ્યાં હશે, જેની કદર એમણે હિંદનાં દર્શનશાસ્ત્રો પરના પોતાના મહાન ગ્રંથમાં (પ્રથમ ગ્રંથ ૧૯૨૩માં ને બીજો ૧૯૨૬માં બહાર પડ્યો હતો.) કરી છે.

હવે પરદેશી વિદ્યાપીઠો પણ શ્રી. રાધાકૃષ્ણનને પોતાને ત્યાં વ્યાખ્યાનો આપવા નોતરવા લાગી. પરંતુ પહેલવહેલું એમનું યુરોપગમન ૧૯૨૬માં થયું. તે વર્ષે કેમ્બ્રિજમાં યુનિવર્સિટીઓનું સંમેલન હતું, તેમાં કલકત્તા યુનિવર્સિટીના પ્રતિનિધિઓમાંના એક તરીકે શ્રી. રાધાકૃષ્ણનને મોકલવામાં આવ્યા. અને ત્યારથી આજ આપણે જોઈએ છીએ એ એમની ઉજ્જ્વળ કારકિર્દીનો પ્રારંભ થાય છે.

વિલાયતમાં શ્રી. રાધાકૃષ્ણન આવે છે એ ખબર પડતાંવેંત ત્યાંની વિદ્યાપીઠો, વિદ્વત્સભાઓ વગેરેએ તેમને પોતાને ત્યાં પધારવા નિમંત્રણો મોકલવા માંડ્યાં. તે બધાંમાંથી 'અપ્ટન ટ્રસ્ટ'ના વહીવટદારોનું નિમંત્રણ ખાસ યાદ કરવા જેવું છે. કેમ કે, આ ટ્રસ્ટના આશરા તળે જે મશહૂર વ્યાખ્યાનમાળા એમણે આપી, તે જ માત્ર પણ શ્રી. રાધાકૃષ્ણનને ફિલસૂફીના ક્ષેત્રમાં અમર કરવાને માટે બસ થાય એવી છે. આજ એ માળા "ધ હિન્દુ વ્યૂ ઑફ લાઇફ" (હિંદુ જીવનદૃષ્ટિ) એ નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ ચૂકી છે. હિંદુધર્મની વ્યાપક અને વિશાળ જીવનદૃષ્ટિ જગત આગળ આ પુસ્તકે જે છટા અને ગૌરવથી અર્વાચીન પરિભાષામાં મૂકી છે, તે જોઈને કોઈ પણ મુગ્ધ થાય એમ છે.

ઇંગ્લંડનું કામ પરવારી શ્રી. રાધાકૃષ્ણનને અમેરિકા જવાનું થયું. હાર્વર્ડ વિદ્યાપીઠે ફિલસૂફીનું સંમેલન ભર્યું હતું તેમાં શ્રી. રાધાકૃષ્ણન જાય, એમ કલકત્તા વિદ્યાપીઠ તરફથી કહેણુ આવતાં, જુલાઈ, ૧૯૨૬માં તે બારોબાર અમેરિકા પહોંચ્યા. ત્યાં પણ તેમનું આતિથ્ય અને આદરમાન ઇંગ્લંડ જેવું જ ભવ્ય અને ઉદાર થયું. અનેક સભાઓ અને મંડળોમાં વ્યાખ્યાનો આપવાનાં તેમને નોતરાં મળ્યાં. તેમાંનું ચિકાગો વિદ્યાપીઠનું એક નોતરું નોંધપાત્ર હતું. તેના આશરા નીચે એમણે એક વ્યાખ્યાનમાળા ('હાસ્કેલ ટ્રસ્ટ' માળા) આપી; પરંતુ તે હજી પુસ્તકાકારે છપાઈ નથી. આ વ્યાખ્યાનો પણ "હિંદુ જીવનદૃષ્ટિ" જેવાં જ આકર્ષક નીવડ્યાં. લોકો મંત્રમુગ્ધ થઈને તે સાંભળતા એમ ત્યારનાં છાપાંમાં ઉલ્લેખ છે.

શ્રી. રાધાકૃષ્ણન કશી જાતના ટાંચણ કે લખાણની મદદ વગર સીધું વ્યાખ્યાન આપે છે. અને અંગ્રેજી તો એવું અસ્ખલિત અને ઉત્તમ કક્ષાનું બોલે છે કે મોટા મોટા અંગ્રેજ વિદ્વાનો પણ તેનાથી ચકિત થાય છે. અગાઉથી ખૂબ પ્રયત્ન કરીને લખનાર પણ જેવું વ્યાખ્યાન, જેવી ભાષા કે શૈલી ન નિપજાવી શકે, એવી ભાષા, એટલું ઊંડાણ અને એવું ઉદાત્ત વ્યાખ્યાન-વસ્તુ શ્રી. રાધાકૃષ્ણન, વિના કશા ટાંચણ, સભાને પીરસે છે. સ્થિર ને સૌમ્ય મુખમુદ્રા રાખી, શરીરના કશા ખાસ હલનચલન વગર, તેઓ એકસરખે પ્રવાહે પોતાની વાણી વહેવડાવે છે. ઊભા થાય તે બેસે ત્યાં સુધી તેમની વિચારધારા અને તેથીય અદ્ભુત તો એમની વાગ્ધારા એક ગતિએ ફુવારાની માફક ઊડ્યે

જાય છે. આ વસ્તુ શ્રી. રાધાકૃષ્ણનમાં જોઈને સૌ કોઈ અંજાય છે એમાં નવાઈ નથી.

ઑકસફર્ડમાં વ્યાખ્યાનો આપ્યાં ત્યારે તે જ દિવસોમાં ત્યાંની વિદ્યાપીઠની હોડીની શરત હતી. આ શરત ત્યાંના જીવનમાં એક ભારે હેલારાની ગણાય છે. આખી વિદ્યાપીઠ એ શરત જોવા માટે ખાલી થઈ જાય છે. શ્રી. રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનોનું આકર્ષણ એવું તો પ્રબળ હતું કે, તે દહાડાઓમાં પણ ન બનવા જોગ બનતું: આખો ઓરડો ઠકોઠઠ ભરાઈ જતો! શ્રી. જૅકસે આભાર માનતાં આ વાતનો ઉલ્લેખ કરીને કહ્યું, "મારી જેમ જેઓએ નદીતટે જવાનું છોડી આ વ્યાખ્યાનોમાં આવવાનું પસંદ કર્યું છે, તેમની એ પસંદગી ડહાપણભરેલી છે."

અમેરિકામાં પણ આવી જ અનુપમ અસર થઈ. અમેરિકાના એક પત્રમાંથી શ્રી. મજુમદારે એક ઉતારો ટાંક્યો છે તેમાંથી થોડુંક સૂચન પૂરતું અહીં ઉતારું છું: "પ્રો. ડયૂઈ વ્યાખ્યાનના પ્રમુખ હતા. તેમને જે તાળીઓનો આવકાર મળ્યો તેના કરતાં ક્યાંય ભારે ધન્યવાદનો વરસાદ વરસ્યો. તેનો સ્વીકાર સૂચવતાં શ્રી. રાધાકૃષ્ણન પોતાની બેઠકમાંથી બે ત્રણ વાર ઊઠયા. અને સભા પૂરી થયા પછી સૌના મોંમાંથી પ્રશંસાનો ગુંજારવ નીકળતો હતો."

આ વ્યાખ્યાનોનું આકર્ષણ શ્રી. રાધાકૃષ્ણનની વ્યાખ્યાનશૈલી ને છટાદાર ભાષા છે એમ ઉપર હું કહી આવ્યો, પરંતુ એ તો એની સ્થૂળ બાજુ જ છે. ખરું આકર્ષણ તો રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનોનું ઉદાર અને ભવ્ય વસ્તુ છે. એ વસ્તુ એમના આખા જીવનકાર્યમાં અનેકવિધ રૂપે પ્રગટ

થાય છે. એને માટે એમને જો કોઈ ઉપાધિ આપવી ઘટે તો હું એમને 'સર્વધર્મસમભાવના પંડિત' કહી સંબોધું. રાધાકૃષ્ણનના સાક્ષરજીવનનો નોંધવા જેવો પહેલો પ્રયત્ન રવીન્દ્રનાથનાં કાવ્યોનો અભ્યાસ ગણાય. એ અભ્યાસમાં એમણે જે જોયું તે જ તેમણે પોતાની ખાસ રુચિના વિષય ફિલસૂફીમાં પણ જોયું હતું, અને એને જ એમણે પોતાનું જીવન સમર્પ્યું લાગે છે. એમનો કોઈ ગ્રંથ જુઓ, વ્યાખ્યાન કે પ્રવચન જુઓ; સર્વ જગાએ ઉદાર અને વ્યાપક સમભાવનો જ આ સૂર એકસરખો પ્રગટ થાય છે; એમના અભ્યાસ, ચિંતન તથા મનનનું આ જ એક આરાધ્ય છે. રવીન્દ્રનાથની ૭૦મી વર્ષગાંઠના ઉત્સવ પર (ડિસેમ્બર, ૧૯૩૧) કલકત્તામાં એમણે વ્યાખ્યાન આપતાં કવિવરના કાર્યનાં ત્રણ મૂળતત્ત્વો ગણી બતાવ્યાં હતાં: "(૧) અધ્યાત્મ અંતિમ સત્ય છે અને તેને પામવા માટે સત્યનિષ્ઠા અને આંતર જીવનનું ઘડતર જોઈએ. (૨) કેવળ નેતિવાદ કે સંન્યાસથી સાર્થકચ નથી; પરંતુ પવિત્ર અથવા પરિપૂર્ણ જીવનના વિકાસની જરૂર છે. (૩) પતિત અને દલિત સુધ્ધાં સર્વ પ્રત્યે સમભાવની પ્રત્યક્ષ ભાવના હોવી જોઈએ."

આ ત્રણ મુખ્ય તત્ત્વો ગણાવીને એમણે છેવટે કહ્યું, "આજ જ્યારે અનેક જૂની વસ્તુઓ જવા લાગી છે ને હજારો નવી જાગવા મંડી છે, તેવા સંધિકાળમાં એક એવો હિંદી નેતા આપણને મળ્યો છે કે જે આ સાચી જીવન-દૃષ્ટિઓ પર જોર દે છે, એ સંતોષની વાત છે." આ હિંદી નેતા એટલે કવિવર તો પ્રત્યક્ષ છે; પરંતુ શ્રી. રાધાકૃષ્ણને

ગાંધીજીને પણ ખ્યાલમાં લઈને આ છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું હોય તો નવાઈ નહિ. કારણ કે, કવિવર જો સમભાવના કવિ છે તો ગાંધીજી સમભાવના પેગંબર છે. કવિએ જે ગાયું છે તેને આજના વિષમ અને જટિલ જગતમાં પ્રત્યક્ષ કરવા મથનાર પેગંબરસમા ગાંધીજી છે. આપણા આ બેઉ મહાપુરુષોની જાણ અને કીર્તિ પશ્ચિમમાં થઈ તેમાં એ જ કારણ હતું કે, તેઓ પશ્ચિમની અધ્યાત્મ-ભૂખને ભાગનારો સંદેશો આપે છે. અને એ જ કારણે શ્રી. રાધાકૃષ્ણનને પણ તેઓ આવકારે છે. તે વિદ્વાન અધ્યાપક રહ્યા; એટલે એમનું સન્માન વિદ્યાપીઠો ને વિદ્વાનોમાં થાય એ સ્વાભાવિક જ હતું. આપણું અહોભાગ્ય છે કે, આપણા સમકાલીનોમાં સમભાવનો કવિ, સમભાવનો પેગંબર, અને સમભાવનો પંડિત ત્રણે છે અને તેઓ આપણા દેશના છે.

૧૯૨૬ના ડિસેંબરમાં શ્રી. રાધાકૃષ્ણન અમેરિકાથી ઘેર પધાર્યા. આ વખતે એમની કદર સવિશેષે થવા લાગી. આંધ્ર યુનિવર્સિટી આ અરસામાં સ્થપાઈ હતી, તેણે ૧૯૨૮માં શ્રી. રાધાકૃષ્ણનને ડી. લીટ. ની પદવી એનાયત કરી; અને ત્યાર બાદ (૧૯૩૧–૩૬ સુધી) એમને તે વિદ્યાપીઠના કુલનાયક તરીકે પણ નીમવામાં આવ્યા હતા. ૧૯૨૮માં ઑક્સફર્ડની મેન્ચેસ્ટર કૉલેજમાં ધર્મશાસ્ત્રોના અધ્યાપકની જગા ખાલી પડી. લૉર્ડ હેલ્ડેને તે જગા માટે શ્રી. રાધાકૃષ્ણનનું નામ સૂચવ્યું અને સૌને તે ગમ્યું. પરંતુ શ્રી. રાધાકૃષ્ણન તે વખતે હિંદ છોડી નવું કામ લઈ શકે એમ નહોતું, એટલે ઑક્સફર્ડના અધિકારીઓએ તેમની નિમણૂકનો સમય લંબાવ્યો, કેમ કે તેઓ એમને છોડવા માગતા નહોતા.

પરિણામે, ૧૯૨૯ના ઑક્ટોબરમાં શ્રી. રાધાકૃષ્ણન પાછા વિલાયત પહોંચ્યા.

આ વેળા તે અધ્યાપકને કામે ગયા હતા. તે ઉપરાંત એમણે બે મહત્ત્વની વ્યાખ્યાનમાળાઓ આપી, તેમાં ‘હિબર્ટ વ્યાખ્યાનમાળા’ ખાસ નોંધવી જોઈએ. આ માળા ફિલસૂફી અને ધર્મની એક નામાંકિત વ્યાખ્યાનમાળા છે. મૅક્સ મૂલર, બર્ગસન અને એવા અનેક પ્રખ્યાત વિદ્વાનો આ માળાના વ્યાખ્યાતાઓ થઈ ગયા છે. તેવી માળામાં વ્યાખ્યાન આપવાનું માન મળવું એ નાનુંસૂનું ન ગણાય. અને એ માન મેળવનાર હિંદી તરીકે શ્રી. રાધાકૃષ્ણન પહેલા જ હતા એ તેમાં વિશેષ વાત હતી. (ત્યાર બાદ એ માન કવિવરને પણ મળ્યું છે.) આ વ્યાખ્યાનોનો વિષય “ તત્ત્વશુદ્ધ જીવનદૃષ્ટિ ” હતો. અગાઉ તેમણે હિંદુ જીવનદૃષ્ટિ સમજાવી હતી. આ વેળા તેમણે વ્યાપક અને સર્વસામાન્ય દૃષ્ટિકોણથી જીવનને વિચાર્યું. આ વ્યાખ્યાનમાળા પણ પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ છે. આશા રાખીએ કે, કોક દહાડો તેને પણ આપણા સાહિત્યસેવકો ગુજરાતીમાં ઉતારે એવી આપણી ભાષાસમૃદ્ધિ વધશે. એ ગ્રંથ તત્ત્વની સૂક્ષ્મતામાં વધારે ઊંડે ઊતરે છે — ઊતરે નહિ તો જ નવાઈ ગણાય. એમ કહીએ તો ચાલે કે, એ ગ્રંથ એમની ફિલસૂફીના સારરૂપ છે. જીવન, ધર્મ અને સત્યની આત્યંતિક સમજ શી હોઈ શકે એ એમણે આ વ્યાખ્યાનોમાં નિરૂપ્યું છે. અને તે કરવા સારુ, પશ્ચિમે જે વૈજ્ઞાનિક પદ્ધતિ ખીલવી છે તેનો આશરો લેવામાં આવ્યો છે, એ એની ખાસ વિશેષતા ગણાય.

બીજું વ્યાખ્યાન તેમણે 'જોવેટ વ્યાખ્યાન ટ્રસ્ટ'નું આપ્યું. આ વ્યાખ્યાનનો વિષય 'પૌર્વાત્ય ને પાશ્ચાત્ય ધર્મદૃષ્ટિ' હતો. આ વ્યાખ્યાન તથા તે સમયે તેમણે બીજે સ્થળે આપેલાં પ્રવચનો એ બધાં ભેગાં એક પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં છે. ('ઇસ્ટ ઍન્ડ વેસ્ટ ઇન રિલીજિયન'.) આમાં એમની સર્વધર્મસમભાવની દૃષ્ટિ ઉત્તમ રીતે જોવા મળે છે. ધર્મ એ સંસ્કૃતિ સમગ્રનો સર્વશ્રેષ્ઠ વિપાક છે; તેનાં અંગે-અંગમાં ઓતપ્રોત રહેનાર તત્ત્વ છે. અને એ રીતે નિહાળીએ તો આજની સંકુચિત ધર્મદૃષ્ટિઓ ધર્માભાવ બતાવનારી છે. ધર્મ અને જીવન વચ્ચે વિસંવાદ નથી, પણ અભેદ હોવો જોઈએ; એક બીજાથી શોભે છે ને એકના વગર બીજું કરમાઈ જઈ નિષ્પ્રાણ થાય છે. વિજ્ઞાન પણ ધર્મવિમુખ ન થઈ શકે; તેમ થવાથી આજ જગતમાં ઝઘડા ને દુઃખો જન્મ્યાં છે. વિજ્ઞાને બુદ્ધિને ચાલના આપી, પણ ધર્મે મનુષ્યત્વને તેની સાથે ન ચલાવ્યું, તેથી આજના યુગનું એ વિસંવાદજન્ય, મોટામાં મોટું ને મુખ્ય વિપત્કારણ નીપજ્યું છે. આવાં આવાં વિધાનોનું સચોટ અને માર્મિક કથન આ પુસ્તકમાં આપણને મળે છે. પશ્ચિમવાસીઓને જ તેમના મોઢા ઉપર તેમની સંસ્કૃતિની સાફ સાફ વાત કરવા પ્રખર તત્ત્વનિષ્ઠા ને સત્યપ્રેમ જોઈએ: શ્રી. રાધાકૃષ્ણને એ બેની માત્રા આ ગ્રંથનાં વ્યાખ્યાનોમાં પ્રશસ્ય કોટિની બતાવી છે. આ જ અરસામાં એમની નાનકડી ચોપડી 'કલ્કી' બહાર પડી છે, જેમાં પણ આ જ મોટો મુદ્દો વિલક્ષણ સંક્ષેપથી તેમણે ચર્ચ્યો છે. એ પુસ્તકનો જ આ અનુવાદ છે.

૧૯૩૦ના જુલાઈમાં પોતાના અધ્યાપકપદનું કામ પૂરું કરી રાધાકૃષ્ણુન પાછા દેશ પધાર્યા. આ વખતે કલકત્તા વિદ્યાપીઠનું એમનું અધ્યાપકપદું પૂરું થતું હતું. પરંતુ તે વિદ્યાપીઠે એ પદે તેમની આજીવન નિમણુક કરી એ એમની મહત્તાની અદ્વિતીય કદર હતી. ૧૯૩૧માં સરકારે 'સર'નો ઇલકાબ આપી, પોતાની રીતે તેમની કદર કરી. આંધ્ર વિદ્યાપીઠે તેમને પોતાના કુલનાયક બનાવ્યા અને તે તરીકે હવે તેમને માથે નવી જવાબદારી આવી. એક આંધ્રપુત્ર તરીકે આ માન એમને ખાસ વહાલું લાગ્યું હશે.

આપણી સરકારી વિદ્યાપીઠોમાં સામાન્ય ધારો એ જણાતો લાગે છે કે, કુલનાયકપણું પંડિત કરતાં રાજદ્વારી પુરુષને પહેલું અપાય છે. કેટલીક વાર તો, જેમ કે આજ મુંબઈમાં, માત્ર રાજદ્વારી કારણે પણ માણસને આ મોટી વિદ્વત્તાની પદવી અપાય છે. શ્રી. રાધાકૃષ્ણુનની આંધ્ર વિદ્યાપીઠના કુલનાયકની નિમણુક એ રીતે નવી ભાત પાડનારી ગણાય. યુક્તપ્રાંતમાં ગંગાનાથ ઝાની નિમણુક પણ આ જ અરસામાં થઈ હતી. સરકારે જૂની પ્રાંતસ્થ વિદ્યાપીઠોથી ભિન્ન એવી એકસ્થ (unitary) વિદ્યાપીઠો સ્થાપવાનું ધોરણ સ્વીકાર્યું હતું: આંધ્ર વિદ્યાપીઠ એ નવી જાતની હતી. તેના કુલનાયક થવાની સાથે શ્રી. રાધાકૃષ્ણુન પાસે નવી જવાબદારી આવી. અત્યાર સુધી તે અધ્યાપક હતા, તેના કામમાં જ મશગૂલ રહેતા; હવે તેમને શિક્ષણનું તંત્ર ચલાવવાનું અને દોરવાનું કામ આવ્યું. હિંદની અનેક વિદ્યાપીઠો એમને પોતાના પદવીદાન પ્રસંગે વ્યાખ્યાન આપવા નોતરવા લાગી. આ વ્યાખ્યાનો 'સ્વાતંત્ર્ય અને સંસ્કારિતા' ('ફ્રીડમ ઍન્ડ

કલ્ચર') એ નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં છે. તે જોઈએ તો આપણને જણાય કે, શ્રી. રાધાકૃષ્ણનની વિદ્યાપીઠની કલ્પના (તેનું કાર્યક્ષેત્ર, તેની ઉદારતા, રાષ્ટ્રજીવનમાં તેનું આવશ્યક સ્થાન, વગેરે) કેટલી ભવ્ય અને ઉદાત્ત છે. એ કસણીએ કસી જોતાં, ભાગ્યે જ આપણી એકે વિદ્યાપીઠ તે નામને યોગ્ય ઊતરે.

આ જમાનો આપણા ૧૯૩૦-૩૪ના મહાન સ્વાતંત્ર્ય-યુદ્ધનો હતો. દેશની જનતા અને ખાસ કરીને યુવકવર્ગ સામે એક મોટી માગણી ધરવામાં આવી હતી. વિદ્યાપીઠો તો સંસ્કૃતિની પૂજારી ગણાય. એમની વૃત્તિ આ મહાન પ્રસંગે કેવી હતી એ ચર્ચવાનું આ સ્થાન નથી. પરંતુ તે જ ગાળામાં એક વિદ્યાપીઠના અધિષ્ઠાતા તરીકે શ્રી. રાધાકૃષ્ણન કઈ વૃત્તિવાળા હતા એ જાણવાનું સહેજે કુતૂહલ થાય. એવા જિજ્ઞાસુ માટે ઉપરનાં વ્યાખ્યાનો એ રીતે ખપની સામગ્રી ગણાય.

એ નાનકડા પુસ્તકમાં શ્રી. રાધાકૃષ્ણનના રાજકીય, સામાજિક તથા સાંસ્કૃતિક વિચારો પણ આપણને જાણવા મળે છે. હિંદના યુવકોને, પોતપોતાની વિદ્યામાતા પાસેથી સમાવર્તન લેતી વખતે, સંબોધનનાં એ વ્યાખ્યાનો છે. તેમના મનમાં ઊછળી રહેલા ભાવોનું યથાતથ દિગ્દર્શન કરાવવા ઉપરાંત, આપણી સંસ્કૃતિના અભિમાની અને અર્થવાહક તરીકે, તેમને જે ચેતવણી, સાવધાની અને જવાબદારીની દીક્ષા તેઓ આપે છે, એ વાંચીને ૧૯૩૦-૩૪નાં આપણાં મહાન વર્ષોની છાપ શ્રી. રાધાકૃષ્ણન ઉપર સ્પષ્ટ જોઈ શકાય છે. તે ગાળામાં ગાંધીજીનું નામ લેવું ને તેમનાં યશોગાન કરવાં એ જ એક ગુનો ન હતો? સરકારી આંખમાં આવવા સમાન નહોતું?

પરંતુ, શ્રી. રાધાકૃષ્ણને વિદ્યાપીઠોના યુવકોને એમનું નામ લઈને સંબોધ્યાના દાખલા પણ એ વ્યાખ્યાનોમાં* વાચક જોશે. હિંદની જનતાનો સમગ્ર પ્રશ્ન મૂળે સાંસ્કૃતિક છે, અને માત્ર એકાંગી રાષ્ટ્રવાદ જગતમાં એક પાપ જન્મ્યું છે, હિંદે એમાંથી બચવું જોઈએ; એનાં અહોભાગ્ય છે કે, હિંદનો નેતા સત્ય અને અહિંસા આગળ બીજી સર્વ વસ્તુ તુચ્છ સમજીને ચાલનારો છે; આ પ્રકારનો આદર્શવાદ આપણી વિદ્યાપીઠોમાં સમજ અને શ્રદ્ધાપૂર્વક કેળવાવો જોઈએ; એ કેળવણીની ઉત્તમોત્તમ સંસ્થા વિદ્યાપીઠો નહિ બને તો કોણ બનશે? — આ જાતનો ઉદાત્ત ખ્યાલ રાખીને આપણા પ્રશ્નની તાત્ત્વિક છણાવટ શ્રી. રાધાકૃષ્ણનનાં આ વ્યાખ્યાનોમાં મળે છે. એ વ્યાખ્યાનો અંગ્રેજીમાં છે, એટલે આજે તો ગુજરાતી વાચકને તે અગમ્ય છે એ દુઃખ છે.

૧૯૩૫માં શ્રી. સ્પૉલ્ડિંગ નામના ગૃહસ્થે ઑક્સફર્ડમાં 'પૂર્વના ધર્મો અને નીતિશાસ્ત્ર' એ વિષય પર એક અધ્યાપક-પદ સ્થાપ્યું. અને તરત જ તે પદના પ્રથમ અધિકારી તરીકે શ્રી. રાધાકૃષ્ણનને આવવા વિનંતી કરવામાં આવી. શ્રી. રાધાકૃષ્ણન તે માગણી સ્વીકારી ૧૯૩૬માં ઑક્સફર્ડ પહોંચ્યા. કલકત્તાના તત્ત્વજ્ઞાનના આજીવન અધ્યાપકના કામ ઉપરાંત આ નવું કામ એમને હવે આવ્યું. પહેલી નિમણૂક પાંચ વર્ષ માટે કરી હતી. પછી તેમાં સુધારો કરીને તેમને હવે ૧૫ વર્ષ માટે ઑક્સફર્ડનું તે અધ્યાપકપદ આપવામાં આવ્યું છે. એ અધ્યાપકપદના કામનો પ્રારંભ કરતાં જે

* જેમ કે 'ફ્રીડમ ઍન્ડ કલ્ચર' પા. ૧૦૭ જુઓ.

વ્યાખ્યાન* આપ્યું તે આમ જોતાં તો સાવ નાનકડું છે. પરંતુ જે વિહંગદષ્ટિથી આખી યુરોપીય ફિલસૂફી ને સંસ્કૃતિનું તેમાં અવલોકન કરવામાં આવ્યું છે, અને અંતે હિંદ શું કહેવા માગે છે, હિંદનું તત્ત્વજ્ઞાન કઈ વસ્તુને સમર્થનાર છે, તે જે સંક્ષેપથી બતાવ્યું છે, એ આ વ્યાખ્યાનની મોટી આકર્ષક વસ્તુ છે. આટલાં થોડાં પાનાંમાં આવડા મોટા વિસ્તારને પહોંચી વળવું એ કામ શ્રી. રાધાકૃષ્ણન જેવા ઊંડા અભ્યાસી અને તત્ત્વને પામી ગયેલા પંડિત જ કરી શકે.

હમણાં ગઈ ગાંધીજયંતીને પ્રસંગે એમણે એક ગ્રંથ સંપાદિત કરી ગાંધીજીને ભેટ ધર્યો હતો. એમાં દુનિયાના અનેક જાણીતા વિચારકો, મુત્સદ્દીઓ અને અધ્યાપકોએ ગાંધીજીના જીવનસિદ્ધાંતોની કદર અને ચર્ચા કરી છે. એ પુસ્તકના ઉપોદ્ઘાત તરીકે શ્રી. રાધાકૃષ્ણને પોતે ગાંધીજીનાં રાજકારણ અને ધર્મ વિષે ચાલીસેક પાનાંનો વિસ્તૃત નિબંધ લખ્યો છે, એ એમનું છેલ્લું નોંધપાત્ર કાર્ય ગણાય.

એ જ અરસામાં ભારતભૂષણ માલવીયજી હિંદુ વિશ્વવિદ્યાલયના વાઈસચાન્સેલરપદેથી નિવૃત્ત થયા એટલે તેમણે પોતે જ શ્રી. રાધાકૃષ્ણનને એ સ્થાન શોભાવવાની વિનંતી કરી અને તે એમણે માન્ય રાખી. આમ આજે એઓ હિંદુ વિશ્વવિદ્યાલયના કુલનાયકનું, કલકત્તા વિશ્વવિદ્યાલયના આજીવન અધ્યાપકનું અને ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયના પંદર વરસ સુધીના સ્પૉલ્ડિંગ પ્રોફેસરનું—એમ ત્રણ ત્રણ માન અને ગૌરવભર્યાં પદો શોભાવી રહ્યા છે.

---

* આ વ્યાખ્યાન ‘જગતનો આવતી કાલનો પુરુષ’ નામે પ્રગટ થયું છે.

# વિષયપ્રવેશ

સંસ્કૃતિમાં કાળે કાળે પરિવર્તન થાય છે. આજે એવો જ પરિવર્તનકાળ ચાલતો હોય એમ લાગે છે. જગત પોતાનાં જૂનાં વસ્ત્રો ઉતારી રહ્યું છે. એક જમાના પહેલાં જ જે ધોરણો, ઉદ્દેશો અને સંસ્થાઓને સૌ કોઈ સ્વીકારતું હતું તે આજે ચર્ચાવા અને બદલાવા લાગ્યાં છે. જૂનાં ધ્યેયો નબળાં પડતાં જાય છે, અને નવાં બળો ઊભાં થતાં આવે છે. આજના યુગમાનસથી પરિચિત એવો કોઈ પણ માણસ આજના યુગનો અજંપો અને અનિશ્ચિતતા, વર્તમાન સામાજિક અને આર્થિક સ્થિતિ સંબંધી એનો અસંતોષ, અને જે નવી વ્યવસ્થાનું હજી એને દર્શન થયું નથી તે માટેની એની ઝંખના સ્પષ્ટ અનુભવી શકે એમ છે. આ બધો વિચારોનો ગોટાળો અને અસ્પષ્ટ ધ્યેયો વિષેનો અસ્થિર ઉત્સાહ બતાવે છે કે,

માનવજાત પ્રગતિને પંથે નવું પગલું માંડવાની અણી ઉપર છે.

આ અસ્થિરતાનું એક પ્રધાન કારણ આધુનિક વિજ્ઞાન છે. વિજ્ઞાન આપણા જમાનામાં નવું જાગ્યું છે એવું નથી, પણ હમણાં હમણાં એની પ્રગતિનો વેગ એટલો તો વધી ગયો છે, અને એનું ક્ષેત્ર એટલું તો વિસ્તૃત અને ઊંડું થઈ ગયું છે કે, આપણે એની સાથે આપણા જીવનનો ઝટ ઝટ મેળ સાધી શકતા નથી. આપણે જો કોઈ પ્રાણીને તેના સ્વાભાવિક વાતાવરણમાંથી ઉપાડીને જુદા જ વાતાવરણમાં બેસી દઈએ તો નવી પરિસ્થિતિ સાથે તે પોતાનો મેળ સાધી રહે ત્યાં સુધી તેને જંપ અને નિરાંતાઈ ન મળે. બિશપ ઑવ રિપને વિજ્ઞાનની બાબતમાં થોડા કાળ માટે રજા પાળવાની સૂચના કરી હતી; એનો અર્થ એ કે વિજ્ઞાન અતિશય વેગથી પ્રગતિ કરી રહ્યું છે, અને આપણને નવી નવી શોધો કરી આપી રહ્યું છે, પણ એ બધાંનો ઉપયોગ કરનાર માણસ એટલે વેગે સુધરતો — પ્રગતિ કરતો — નથી.

જગત બહારથી એકરૂપ બનતું જાય છે. યુરોપ અને અમેરિકા તેમ જ એશિયા અને આફ્રિકા એક જ દિશામાં ગતિ કરી રહ્યાં છે; ફેર એટલો કે પહેલા બે દેશોનો વેગ બીજા બેના કરતાં વધારે છે. આધુનિક સુધારાનાં પ્રબળ પ્રતીક જેવાં મોટરકાર, એરોપ્લેન

અને ચિત્રપટો પશ્ચાતમાં પશ્ચાત દેશોમાં પણ જોવામાં આવે છે. કુદરતની સાધનસંપત્તિ અને કુદરતનાં બળો ઉપરનો માણસનો કાબૂ દિનપ્રતિદિન વધતો જ જાય છે, અને તેને લઈને થતી પ્રગતિમાં ચીનથી માંડીને મેક્સિકો સુધીના લોકોની શ્રદ્ધા વધી રહી છે.

હિંદ અને ચીન પણ આ વમળમાં ખેંચાઈ રહ્યાં છે. પૂર્વમાં જે અજંપો ફેલાયો છે તેનું કારણ એ છે કે, ત્યાંના લોકો એવું માનતા થયા છે કે, જો પૂર્વની પ્રજાઓ સડવા કે મરવા ન માગતી હોય તો જે પ્રજાઓએ સાહસવૃત્તિ અને વ્યવસ્થાશક્તિ દ્વારા દુનિયાના દૂરમાં દૂર ભાગો ઉપર પણ પોતાની આણ વર્તાવી છે, તેમની બરોબરી કરવા મથવું જોઈએ. કેટલાક માણસો પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના ભેદની વાતોથી આપણને ભડકાવી રહ્યા છે, પણ પૂર્વપશ્ચિમ વચ્ચે એ લોકો આપણને મનાવવા માગે છે એટલો તીવ્ર ભેદ નથી. આધ્યાત્મિક અને બૌદ્ધિક જ્ઞાન, ભૌતિક વિજ્ઞાનો, ઇજનેરી કૌશલ, શાસનપ્રણાલીઓ, કાયદાનાં ધારાધોરણો, રાજવહીવટની પદ્ધતિઓ અને આર્થિક સંસ્થાઓ ભિન્ન ભિન્ન સંસ્કૃતિના લોકોને એકત્ર કરી રહ્યાં છે, અને તેઓને પરસ્પર ગાઢ સંબંધમાં બાંધી રહ્યાં છે. જગતનું વલણ આજે એક જ શરીરનાં વિવિધ અંગોની જેમ સુસંગઠિત રીતે કામ કરવા તરફ ઢળતું જાય છે.

પરંતુ આ બાહ્ય એકરૂપતામાંથી મનનું અને હૃદયનું આંતર ઐક્ય જન્મ્યું નથી. નવી પરિસ્થિતિમાં આપણે એકબીજાની નજીક આવ્યા છીએ, પણ એને લીધે આપણી સુખશાંતિમાં વધારો અને આપણી વચ્ચેના ઘર્ષણમાં ઘટાડો થયો નથી, કારણ કે આપણાં મન અને હૃદય આ મિલન માટે તૈયાર નથી. મૅક્સિમ ગોર્કીએ એક પ્રસંગ વર્ણવ્યો છે: ખેડૂતોની એક સભા આગળ તેણે વિજ્ઞાન અને અજબ ઇજનેરી શોધો વિષે ભાષણ કર્યું; ત્યાર પછી એક આગેવાન ખેડૂતે આ પ્રમાણે ટીકા કરી કે, 'હા, આપણને પંખીની પેઠે હવામાં ઊડતાં શીખવવામાં આવે છે, માછલાંની પેઠે પાણીમાં તરતાં શીખવવામાં આવે છે, પણ ધરતી ઉપર શી રીતે જીવવું, એ આપણને આવડતું નથી.' આ જરા જેટલી પૃથ્વીના પડ ઉપર જોડાજોડ વસતી પ્રજાઓ, ધર્મો અને રાષ્ટ્રો વચ્ચે સારા જીવન માટે આવશ્યક એવી બંધુત્વની ભાવના નથી. બલકે તેઓ વિરોધી બળો હોય એવું તેમને લાગે છે. જોકે માનવજાતિએ બાહ્ય શરીર તો એક-સરખું ધારણ કર્યું છે, પણ હજી તેમાં ચેતન પૂરનાર એક જ આત્માની પ્રતિષ્ઠા થઈ નથી. જગત હજી એકમનું થયું નથી.

સ્પેંગલરે પોતાના 'ધ ડિક્લાઈન ઑવ ધ વેસ્ટ' ('પશ્ચિમનું પતન') નામના સુંદર પુસ્તકમાં એવો

સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે કે, ભિન્ન ભિન્ન પ્રજાને ભિન્ન ભિન્ન સંસ્કૃતિ હોય છે, અને તે ભિન્ન ભિન્ન આદર્શો વ્યક્ત કરે છે. આ સિદ્ધાંત કોઈ સર્વસામાન્ય સંસ્કૃતિ કે સભ્યતાના વિકાસની આશાનો વિઘાતક છે. પ્રજાઓ અને સંસ્કૃતિઓ નિયત ક્રમમાં જન્મ, વિકાસ, ક્ષય, અને વિનાશની કૂદડી ફરે છે, એ એની કલ્પના સુંદર છે, પણ એની પાછળ હકીકતોનું પૂરતું પીઠબળ નથી. કદાચ ભૂતકાળમાં પ્રાદેશિક સંસ્કૃતિઓ એક પછી એક જન્મી હશે, અથવા એ સંસ્કૃતિઓ બાલ્ય, યુવા, પ્રૌઢ અને વૃદ્ધ દશામાંથી પસાર થઈ હશે, અને જ્યારે તેઓ નાશ પામી હશે ત્યારે તેમની પછી ઉત્પન્ન થનાર નવી સંસ્કૃતિઓને પોતાનો વારસો આપી ગઈ હશે. પરંતુ, હવે આવું બને એવો સંભવ નહિ જેવો જ છે. અમુક જ વિસ્તારમાં મર્યાદિત રહેલી પ્રાદેશિક સંસ્કૃતિઓનો કાળ પૂરો થવા આવ્યો છે. માનવજાતિનો ઇતિહાસ પ્રથમ એક સતત અને સળંગ વહેતો પ્રવાહ હતો, અને પાછળથી દેશ અને જાતિના ભેદોને લીધે તેના જુદા જુદા પ્રવાહો થઈ ગયા, એવું પણ આપણે ચોક્કસપણે કહી શકીએ એમ નથી. આજ સુધીમાં મળી આવેલી હકીકતો ઉપરથી એવું લાગે છે કે, જુદી જુદી સંસ્કૃતિઓ લાંબા કાળ સુધી પોતપોતાને માર્ગે જ વિકસી હતી, પાછળથી એકબીજા તરફ આકર્ષાઈ હતી, અને આજે

તેઓનું વલણ બધી એકત્ર થઈને એક મહાન સંસ્કૃતિ ઉત્પન્ન કરવા તરફ છે. જેની સામે થવું વ્યર્થ છે એવી એક નિષ્ઠુર નિયતિને વશ વર્તીને પશ્ચિમની સંસ્કૃતિને આજે ઘડપણ લાગ્યું છે, એમ જ્યારે સ્પેંગલર કહે છે, ત્યારે એની એ વાતમાં ઊંડું અને વિશાળ રહસ્ય રહેલું છે—તે એ છે કે બધી પ્રાદેશિક સંસ્કૃતિઓ જવા બેઠી છે, અને આપણે જીવનની કળા સંબંધે નવો જ વિશ્વવ્યાપી અખતરો કરવાની અણી ઉપર છીએ. ભૂતકાળથી ચાલતી આવેલી કોઈ પણ એક સંસ્કૃતિ કે સભ્યતા સંપૂર્ણ અંશે આજે સર્વમાન્ય થઈ શકે એવો દાવો કરી શકાય એમ છે જ નહિ, કારણ, દરેક પ્રાદેશિક સંસ્કૃતિ તે તે સમૂહના જીવનબલોનો આવિર્ભાવ હોય છે. આ બાબતમાં ઇતિહાસ સિવાય બીજા કોઈનું તર્કશાસ્ત્ર ચાલે એમ નથી, અને ઇતિહાસ કોઈ અશરીરી વિશ્વવ્યાપી વિરાટ વ્યક્તિને ઓળખતો નથી, એટલે વિશ્વવ્યાપી વિરાટ સંસ્કૃતિ પણ હોઈ શકે નહિ. મનુષ્ય અને માનવજીવન પ્રત્યે વિશ્વવ્યાપી દૃષ્ટિએ જોઈ શકે એટલી ઊંચી કક્ષાએ ભાવિ સંસ્કૃતિએ ચડવું પડશે. ભૂતકાળની અને આજની પ્રાદેશિક સંસ્કૃતિઓ માનવજાતિના સાચા કલ્યાણને વફાદાર રહી નથી. તેમણે કોઈ અમુક પ્રજાને, અમુક ધર્મને, અમુક રાજ્યને ખાસ સત્તા મળે, સ્ત્રીઓ ઉપર પુરુષો અને ગરીબો ઉપર તવંગરો

પ્રભુત્વ ભોગવે એનો પક્ષ કર્યો છે. સમગ્ર માનવ-જાતિને શોભે એવી ચિરસ્થાયી સંસ્કૃતિ આપણે રચીએ તે પહેલાં આજ સુધી ચાલતી આવેલી દરેક સંસ્કૃતિ વિશ્વની આદર્શ સંસ્કૃતિ બનવા માટે પોતાની મર્યાદાઓ અને નાલાયકી સમજી જાય એ આવશ્યક છે.

એક બાજુ જ્યારે યાંત્રિક શોધોના વિજયને લીધે ભાવિ સંસ્કૃતિને માટે એક સર્વસામાન્ય ભૂમિકા તૈયાર થઈ રહી છે, ત્યારે બીજી બાજુ પરંપરાગત વિચાર, આચાર અને માન્યતાઓ પડી ભાંગે એ પણ આધ્યાત્મિક ઐક્યની સ્થાપના માટે આવશ્યક છે. બધાય લોકોમાં આ ભાવના કાર્ય કરી રહી છે. બીજા માણસો ગમે એટલા વયોવૃદ્ધ કે જ્ઞાનવૃદ્ધ હોય તોપણ તેમના હાથમાં માટીનો પિંડો બનવા નારાજ એવા યુવકવર્ગમાં તો આ ભાવના વિશેષ પ્રબળ બની રહી છે. લોકોમાં જાગૃતિ આવી છે. આજ સુધી આપણે જે ભાવનાઓ અને કલ્પનાઓ સેવતા આવ્યા છીએ તે અધૂરી અને અસંતોષકારક લાગે છે, અને નવા આદર્શો માટે શોધ ચાલી રહી છે. ચારેકોર ભંગાણ પડી રહ્યું છે. જ્યાં જુઓ ત્યાં ધર્મનાં જૂનાં સ્વરૂપો ખખડી ગયાં છે. દરેક ધર્મ અને દેશના વિચારશીલ પુરુષોમાં એક પ્રકારની આધ્યાત્મિક ઉત્સુકતા અને કંઈક નવીન માટેની ઝંખના વ્યાપી રહી છે.

જેમની સાથે દલીલમાં ઊતરી શકાય એમ નથી એવા ધર્માંધ માણસોને જો બાદ કરીએ તો ભૂતકાળથી ચાલતી આવેલી દરેક સંસ્કૃતિના આગેવાનોને આજે ખાતરી થઈ ગયેલી છે કે સર્વ કાળ અને સર્વ દેશમાં વિસ્તરેલી માનવજાતિ એક જ વિરાટ શરીર સમાન છે—એની વૃદ્ધિ પામતી ભવ્યતા પૂજાર્હ છે, અને એની પ્રગતિને આડી હદ બાંધવાની કોઈની મગદૂર નથી. ડાન્ટેએ કહ્યું હતું, 'આ સંસ્કૃતિનું આ ધ્યેય, અને પેલી સંસ્કૃતિનું પેલું ધ્યેય, એવું નથી; પણ આખી માનવજાતિની સંસ્કૃતિનું એક જ ધ્યેય છે.' જો બધી સંસ્કૃતિઓનું એક જ ધ્યેય હોય, તો તેનો અર્થ એવો નથી કે બધા એક જ ભાષા બોલશે, એક જ ધર્મ પાળશે, અથવા બધા એક જ રાજ્યના છત્ર નીચે રહેશે, અથવા બધા રીતરિવાજોના અને રીતભાતોના એક જ જડ બીબાને અનુસરશે. સંસ્કૃતિનું ઐક્ય બહારની એકરૂપતામાં નથી હોતું પણ એક-રાગતામાં હોય છે. ભિન્ન ભિન્ન આદર્શો અને સ્વભાવો-વાળી પ્રજાઓના સંમેલનમાંથી જ પ્રત્યેક મહાન સંસ્કૃતિનો જન્મ થયો છે. ઇજિપ્ત અને બેબિલોન, હિન્દ અને ચીન, ગ્રીસ અને રોમ આ સત્યની શાખ પૂરે છે. સંસ્કૃતિઓના આ સમન્વયમાં ભાગ લેનારાઓનું મંડળ આજે વિશાળ બન્યું છે, અને તેમાં લગભગ આખી દુનિયાનો સમાવેશ થઈ જાય છે. સહકારથી

જ ભાવિ ઉજ્જ્વળ થવાનું છે, નહિ કે અલગપણાથી; આપણા પડોશીને નભાવી લેવાની વૃત્તિ જ સંસ્કૃતિને આગળ ધપાવશે, નહિ કે તેનું અનુકરણ કરવાની; પરમતસહિષ્ણુતા જ સંસ્કૃતિને પોષશે, નહિ કે પોતાનો જ કક્કો ખરો કરવાની વૃત્તિ.

# આજની ઊણપો

## ધર્મ

ધર્મની બાબતમાં પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં પરિસ્થિતિ અતિશય મૂંઝવી નાખે એવી છે. માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, જીવવિદ્યા અને માનવવંશશાસ્ત્ર દરેક પ્રાચીન ધર્મનાં શાસ્ત્રપુરાણોના પાયા ડગમગાવી રહ્યાં છે. ધાર્મિક અનુભવનાં અનેકવિધ વર્ણનો 'ઈશ્વર એ તો માણુસના મગજનું ભૂત માત્ર છે, માણુસના હૃદયનું સ્વપ્ન છે,' એવા ફૅશનેબલ — પ્રચલિત — મતને ટેકો આપે છે. આપણી આગળ પરલોકની વાતો કરતા ભારે ધાર્મિક ગણાતા લોકો ગાંડાની ઇસ્પિતાલમાં તપાસને પાત્ર છે. પરંપરાગત દલીલો આજના જમાનાના માણુસને સંતોષી શકતી નથી. જો દરેક વસ્તુનું કારણ હોય તો ઈશ્વરનું પણ કારણ હોવું જોઈએ.

જો ઈશ્વર કારણરહિત હોય તો જગત પણ કારણ-રહિત હોઈ શકે. આપણે જે વિશ્વમાં વસીએ છીએ તેમાં એટલી બધી અપૂર્ણતાઓ છે કે તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વરની કૃતિ ન હોઈ શકે. ઈશ્વરના અસ્તિત્વની ઇતિહાસ સાખ પૂરતો નથી. મોંશ્યો લોઈસી કહે છે, 'ઇતિહાસકાર ઈશ્વરને ઇતિહાસમાંથી કાઢી મૂકતો નથી. પણ ઇતિહાસમાં તેને ઈશ્વરનો ભેટો જ થતો નથી.' આ જગતની બધીય ઊણપો પૂરી કરી લેવામાં આવી હોય અને જ્યાં પાપ કે દુઃખનું નામેય ન હોય એવા નવા ન્યાયપૂર્ણ જગતની આપણે ઝંખના કરી રહ્યા છીએ, એ જ બતાવે છે કે આ જગત અન્યાયથી ભરેલું છે. ઈશ્વરના અસ્તિત્વનો કોઈ પ્રત્યક્ષ પુરાવો કે એવી કોઈ સાબિતી મળતાં નથી કે જેને લીધે આપણે કહી શકીએ કે 'જુઓ, ઈશ્વર આ રહ્યો,' અથવા, 'જુઓ, ઈશ્વર પેલો રહ્યો.' આ બધું છતાં જો કોઈ માણસો આંધળિયાં કરીને ઈશ્વર વિષેની શ્રદ્ધાને વળગી રહ્યા હોય તો એમાં આશ્ચર્ય કરતાં દુઃખ જ વિશેષ થાય એવું છે. આત્મા અને પરમાત્માના સંબંધોની વાતો કરનાર સ્વાર્થી ધર્માચાર્યો ગમે તેમ કહે, પણ આ લોકોની શ્રદ્ધા ડૂબતા માણસે પકડેલા તરણા જેટલી જ નબળી છે.

'ઈશ્વર પાપનો બદલો લેવા માટે ધૂંઆપૂંઆ થઈ જાય છે, અથવા પોતાના દુશ્મન સાથે મળી જઈ આખી માનવજાતને અનંત અને અકલ્પ્ય નરકયાતનામાં નાખે છે, પણ જ્યારે તે જુદા તાનમાં હોય છે, ત્યારે તે જાતે જ પાછો માણસો ઉપર કૃપા કરીને આ એના કાલ્પનિક અન્યાયોનો કૃત્રિમ ઉપાય યોજી કાઢે છે; અને આ બધું કરવાનું કારણ શું, તો કે તેણે પોતે જ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં એવું નક્કી કરી રાખ્યું હતું!' જે દર્શનશાસ્ત્રો ઈશ્વર સંબંધે આવી આવી વાતો ઉપજાવી કાઢે છે, તેઓ માણસના ભોળપણનો લાભ લઈ રહ્યાં છે. પ્રકૃતિથી પર એવા કોઈ તત્ત્વની આ બધી વાતો જગતના બાળપણની પરીકથાઓ છે. ભૂતકાળનાં પોથાં આજના પ્રશ્નોનો ઉકેલ આણવામાં ઝાઝી મદદ કરી શકે એમ નથી. જો કોઈ પ્રાચીન શાસ્ત્રોમાંથી આજની જરૂરિયાતોને અનુકૂળ અર્થ કાઢવાનો પ્રયત્ન કરે તો તેમાં પૂર્વજો માટેનો આદર ભલે વ્યક્ત થતો હોય, પણ તેમાં બુદ્ધિની પ્રામાણિકતા છે, એમ ન કહેવાય. ધર્મ એ તો બાલમાનસની પ્રવૃત્તિ છે, પ્રખર વિચારકોને એની સાથે કંઈ લેવાદેવા નથી. ઈશ્વર જેવું કંઈ છે જ નહિ, અને આપણે તો એક જડ લાગણીહીન વિધાતાના હાથનાં સોગઠાં છીએ. એને મન પાપ-પુણ્યની કશી કિંમત નથી. એના હાથમાંથી

છટકીને આપણે ઘોર અંધકારમાં જ જઈ પડવાનું હોય છે.

બીજા કેટલાક માણસો એવું માને છે કે ઈશ્વરના અસ્તિત્વનો કોઈ ચોક્કસ પુરાવો આપણને મળતો નથી, તેમ છતાં ઈશ્વર નથી જ એવું આપણે ચોક્કસપણે ન કહી શકીએ, એટલે આપણે એ બાબતનું પ્રતિપાદન પણ ન કરીએ તેમ ખંડન પણ ન કરીએ. તેમાંય જેઓ ધર્મ પ્રત્યે મિત્રભાવ રાખવાના વલણવાળા છે, તેઓ ઈશ્વરને શકનો લાભ આપે છે, કારણ આવા આફતના કાળમાં તેને એકલો છોડી જવાનું તેમને મન થતું નથી. પણ જેઓ ચુસ્ત અજ્ઞેયવાદીઓ છે તેઓ તો એમ માને છે કે ઈશ્વર કોણ છે, શું છે, એ જાણ્યા વિના ઈશ્વર નથી જ એવું કહેવું એ આપણા જેવા પામર મનુષ્યો માટે ધૃષ્ટતા જ લેખાય. એક છેડે પેલા નિરીશ્વર-વાદીઓ છે, બીજે છેડે શાસ્ત્રોને જ પ્રમાણ માનનાર લોકો છે, અને બેની વચમાં આ અજ્ઞેયવાદીઓ છે. એમનામાં પેલા બેમાંથી એકેના જેવી અસીમ આત્મશ્રદ્ધા નથી. એમને તો એમ લાગ્યા કરે છે કે આ કોકડું ઉકેલવાનું અમારું ગજું નથી.

કેટલાક લોકોને ઈશ્વર વિષેની આસ્થારૂપ કે પરમાત્માના મિલનરૂપ સાક્ષાત્કાર-ધર્મની પડી નથી હોતી, છતાં તેઓ માને છે કે ઐતિહાસિક દૃષ્ટિએ

જોતાં ઈશ્વર વિષેની આસ્થાનો વ્યાવહારિક ઉપયોગ છે. આપણને આત્માના ઉદ્ધાર સાથે ઝાઝી લેવાદેવા નથી. આપણને તો જગતની સુધારણા સાથે કામ છે. સમાજની શાંતિ અને સુધારણામાં ધર્મ મદદ કરી શકે એમ છે, એટલે આપણે જગતની સુધારણાના કાર્યમાં એનો उपयोग करी शकीए.

દરેક ધર્મના અનુયાયીઓમાં મોટા ભાગના લોકો વિચાર કરવાની તકલીફ વિના ધર્મનું સાંત્વન મેળવવા ઇચ્છે છે, એટલે તેઓ અંધશ્રદ્ધા રાખી રહ્યા છે. માનવજાતનો બધોય અનુભવ અને બધુંય ડહાપણ ભૂતકાળના ભંડારમાં સંગ્રહાયેલું છે, એમ તેઓ માને છે, અને તેઓ ભૂતકાળ તરફ જ મીટ માંડી રહે છે. તેમને મન તો ભૂતકાળમાં થઈ ગયેલાં માણસો જ વાસ્તવિક રીતે જીવંત છે, અને તેમણે જ આજનાં જીવતાં માણસો ઉપર અધિકાર ચલાવવો જોઈએ. આધ્યાત્મિક મુક્તિ મેળવવા માટે ઘણા માણસો વળી આત્યંતિક વ્યક્તિવાદનો[1] આશ્રય લે છે; જ્યારે બીજા કેટલાક નિસર્ગવાદી[2] બની જાય છે. કોઈ સંશયવાદથી[3] તો કોઈ નિષેધવાદથી[4] સંતોષ માને છે. આમ જ્યાં ત્યાં અરાજક પ્રવર્તે છે.

## કૌટુંબિક જીવન

ગયા મહાન વિગ્રહને લીધે ઉત્પન્ન થયેલી અવ્યવસ્થા, મોટી ઉમ્મરે લગ્ન કરવાની જરૂર પડે

એવી આર્થિક પરિસ્થિતિ, આત્મપ્રગટીકરણની તીવ્ર ભૂખ, માબાપનો ઘટતો જતો કાબૂ, અધૂરું યૌન (sex) શિક્ષણ, ફ્રોઈડનું[૫] માનસશાસ્ત્ર, અને છોકરાંની જંજાળના ભયમાંથી મુક્ત કરનાર સંતતિનિરોધનાં સાધનોનું જ્ઞાન વગેરે વસ્તુઓએ કૌટુંબિક જીવનના આદર્શમાં શૈથિલ્ય ઉત્પન્ન કર્યું છે. સ્ત્રીઓ અને પુરુષો માટે આચારના નિયમો જુદા જુદા હોય એ સ્વીકારવા સ્ત્રીઓ ના પાડે છે, અને એ યોગ્ય જ છે. પુરુષ અને સ્ત્રીના સ્વભાવમાં અને માનસમાં કંઈક મૂળગત ભેદ છે, એવી માન્યતા હવે રહી નથી. પુરુષોએ સ્ત્રીઓને સમજાવીને તેમની પાસે કૌમાર્યનો આદર્શ સ્વીકારાવ્યો હતો તે આજે શિથિલ થઈ ગયો છે. સ્ત્રીઓ પણ પુરુષોની માફક તરંગી જીવ છે, તેમને પણ પ્રબળ વાસનાઓ હોય છે, અને તેમને પણ નિત્ય એકધારા જીવનની ઘટમાળ કરતાં અદ્ભુત રસભર્યું જીવન વધુ ગમે છે, એવું કહેવામાં આવે છે. સ્થિરતામાં અને અસ્થિરતામાં સ્ત્રીઓ પુરુષો કરતાં ચઢિયાતીયે નથી અને ઊતરતીયે નથી પણ પુરુષોની સમાન છે, એમ તેઓ આગ્રહભેર અને સફળતાપૂર્વક કહે છે. સ્ત્રીપુરુષોના સંબંધમાં શિથિલતા એ તો માનવજાત જેટલી જૂની ટેવ છે, પણ આજે આપણે એને આત્મપ્રકટીકરણનું નવું નામ આપી એનો બચાવ કરીએ છીએ. સારી

નવલકથાઓમાં આ શિથિલતાનો બચાવ કરવામાં આવે છે, અને ઉચ્ચ સમાજમાં એને માન્ય રાખવામાં આવે છે.* મનથી પોતાને શુદ્ધ માનનાર અને વાસનાને બહલાવવા તત્પર બિનધંધાદાર સ્ત્રીઓ આર્થિક સંકડામણને કારણે પાપાચારમાં પડનાર સ્ત્રીઓને બેકાર બનાવી રહી છે. ઘણી સ્ત્રીઓ તો કામવાસનાને લીધે નહિ, પણ પરણેલી સ્ત્રીને આશકો હોવા જોઈએ એવી માન્યતાને લીધે પાપાચારમાં પડે છે. કેટલાક લોકો તો આ શૈથિલ્યને સામાજિક

---

* જજ બેન બી. લિન્ડસેએ છવ્વીસ વર્ષ સુધી બાળકોની અને કૌટુંબિક અદાલતમાં કામ કર્યું છે. તેમણે 'ધ રિવોલ્ટ ઑવ મૉડર્ન યૂથ' ('આધુનિક યુવાનોનો બળવો') નામે અસ્વસ્થ કરી મૂકે એવું એક પુસ્તક લખ્યું છે. તેમાં તેમણે એવા આંકડા કાઢ્યા છે કે ચૌદથી સત્તર વર્ષની વયની છોકરીઓમાં દસે એક છોકરીનું પતન થયેલું હોય છે, અને સત્તરથી એકવીસ વર્ષની વયની છોકરીઓમાં પતનનું પ્રમાણ આથી પણ વધારે હોય છે. 'જે બધાં જુવાનિયાંઓ મેળાવડાઓમાં જાય છે, નાચમાં ભાગ લે છે, અને ભેગાં મોટરમાં ફરવા જાય છે તેમાંનાં સેંકડે નેવું જણ આલિંગનચુંબન કરે છે, અને આમ આલિંગનચુંબનથી શરૂઆત કરનારાંમાંનાં ઓછાંમાં ઓછાં અરધાં તેટલેથી જ અટકતાં નથી.' જોકે જજ લિન્ડસે તો એમ કહે છે કે ડેનવરને વિષે જે સાચું છે, તે યુનાઈટેડ સ્ટેટ્સનાં બીજાં શહેરો વિષે તો વિશેષરૂપે સાચું છે, છતાં આપણને એમ માનવાને મન થાય છે કે સ્થિતિ ખરેખર આટલી બધી ખરાબ નહિ હોય અને આ ચિત્રમાં જરા અતિશયોક્તિ થઈ છે.

ફરજ માનવા લાગ્યા છે. સામાજિક ધારાધોરણો પુરુષોને અનુકૂળ અને સ્ત્રીઓને પ્રતિકૂળ હોવાથી ઘણીખરી સ્ત્રીઓ એ ધારાધોરણોનું બંધન સ્વીકારવા રાજી નથી. એ નિયમો ગમે તેટલા શિથિલ, પક્ષપાતી, અને અન્યાયી હોય તોપણ તેને તોડવાનો પ્રયત્ન કરવો એ મુશ્કેલ અને જોખમકારક છે. તેથી આર્થિક સ્વાતંત્ર્ય તેમ જ લગ્નનાં બંધન અને છોકરાંની જવાબદારીમાંથી મુક્તિ મેળવવી એ આજની ઊગતી ચપલાઓની મહત્ત્વાકાંક્ષા છે. છૂટા-છેડાની સંખ્યા વધતી જાય છે, અને કેવળ વકીલો મારફતે જ સંબંધ જાળવી રહેલાં માબાપો વચ્ચે છોકરાં ટલ્લા ખાઈ રહ્યાં છે.

આ બાબતમાં ચાર જુદી જુદી દૃષ્ટિઓ માલૂમ પડે છે. શાસ્ત્રને જ પ્રમાણ માનનારાઓ પરંપરાગત વિચારોને વળગી રહે છે, અને ગંભીરતાપૂર્વક જણાવે છે કે પ્રેમ વિનાનો લગ્નસંબંધ જો કરુણ હોય તો લગ્ન વિનાનો પ્રેમસંબંધ પૃથ્વી ઉપરના નરક સમાન છે. શાસ્ત્ર અને સમાજની સંમતિ વિનાના સંબંધમાં પ્રેમ હોય તોયે તે ગુનો છે, જ્યારે કોઈ પણ પ્રકારનો લગ્નસંબંધ તેમાં પ્રેમનો છાંટોયે ન હોય તોયે સદાચાર છે.

સામાજિક બાબતોમાં જેઓ આદર્શવાદીઓ છે તેઓ કહે છે કે પરિવર્તનશીલ જગતને માટે કાયમી

નિયમો ઘડી જ ન શકાય. આદર્શવાદનાં ઊંચાં શિખરો ઉપર અતિશય વિહરવામાં અર્થ નથી. આપણે જો વ્યવહારની ભૂમિકા ઉપર ઊતરી આવીશું તો ઊંચા ઊંચા સિદ્ધાંતો અને આચારશૈથિલ્ય એ બે વચ્ચે રહેલું અંતર આપણી નજરે પડશે. આપણા પરંપરાગત વિચારો સંખ્યાબંધ સ્ત્રીઓને કામવાસના તૃપ્ત કરવા દેતા નથી; દાખલા તરીકે, ગ્રેટબ્રિટન જેવા દેશમાં સ્ત્રીઓની સંખ્યા પુરુષોની સંખ્યા કરતાં ૨૦ લાખ જેટલી વધારે છે. ધાર્મિક જીવન ઉપરથી આસ્થા ઘટતી જાય છે એટલે આ વધારાની સ્ત્રીઓને ધાર્મિક સંસ્થાઓ પણ સમાવી લઈ શકે એવો સંભવ બહુ ઓછો છે. જો આવી સ્થિતિમાં આપણે એકપત્નીત્વના આદર્શનો આગ્રહ ધરીને બેસીએ તો આટલી બધી સ્ત્રીઓને આપણે જીવનભર બ્રહ્મચર્ય પાળવાની સજા કરી ગણાય. પણ ફરજિયાત બ્રહ્મચર્ય એ વદતોવ્યાઘાત છે. પરંપરાગત નિયમોનાં ભોગ થઈ પડેલાં માણસો પોતાની કામ-વાસનાને ભૂખે મારવા તત્પર નથી હોતાં. આને કારણે કેટલાંક ગાંડાં જેવાં થઈ જાય છે, કારણ કે લાગણીઓને ભૂખે મારવાથી આત્મા સંતાપ પામે જ છે. જેઓને પરણવાનું મળતું નથી તેઓમાંનાં ઘણાંખરાં પોતાની કામવાસનાને સંતોષવાને બીજા માર્ગો લે છે. અને આપણે એ અવ્યવસ્થા તરફ આંખ

આડા કાન કરવા જ પડે છે. બહુસ્ત્રીગમન ગેરકાયદે છે પણ વ્યવહારમાં એ પ્રચલિત છે, એ સાચી વાત છે. બહુસ્ત્રીગમનને લીધે બીભત્સતા, છેતરપિંડી અને રોગો વધે છે અને પરિણામે એમાં સંડોવાયેલાં બધાંયનું પતન થાય છે. જુવાન સ્ત્રીપુરુષો પાસે 'અમો મરણ સુધી એકબીજાને વળગી રહીશું' એવી પ્રતિજ્ઞા લેવડાવવી એ મૂર્ખાઈભરેલું છે. જીવનભર જવાબદારી ઉપાડવાનું સાટું ન હોય ત્યાં જ પ્રેમ સલામત રહે છે. સામાજિક અશાંતિના પ્રશ્નનો ઉકેલ કેવળ 'પ્રયોગ – લગ્ન' હોય એમ લાગે છે.

સંશયવાદીઓને એક વાતની તો ખાતરી જ છે કે આપણે હવે પાછા તો હઠી શકીએ એમ છે જ નહિ, પણ આજની પરિસ્થિતિ જોઈને તેમની હિંમત છૂટી જાય છે. છૂટાછેડાની કોર્ટ કુટુંબોને વિચ્છિન્ન કરી રહી છે, સ્ત્રીઓને અને પુરુષોને ફરી નવો સંબંધ બાંધવાની છૂટ આપી રહી છે, અને છોકરાંઓને માબાપના કરબ અને સારી અસર પાડે એવાં વાતાવરણ વિનાનાં ઘરોમાં ધકેલી રહી છે, એ જોઈને તેઓ તો હતાશ થઈ જાય છે. આ પરિસ્થિતિને શી રીતે સુધારવી એ તે લોકોને સૂઝતું નથી એટલે તેઓ અનિવાર્ય સંજોગોને તાબે થાય છે. તેઓ તણાયા કરે છે, પ્રગતિ કરતા નથી પણ કંઈક થઈ જાય એવી તેઓ રાહ જોયા કરે છે.

પણ જેઓ વધુ સાહસિક જીવો છે તેઓ તો કહે છે કે જિંદગી એ જ જિંદગીનો હેતુ છે. જે ડરપોક માણસો જિંદગી માણતાં ડરે છે, તેઓ દયાને પાત્ર છે, કારણ કે તેઓ જિંદગીના આનંદ અને ઉલ્લાસથી વંચિત રહે છે. તેઓ કદી ખુલ્લી આંખે જિંદગીનો સામનો કરતા જ નથી. ઢસરડાઈને જિંદગી પૂરી કરવામાં જ તેઓ સંતોષ માને છે. પણ સાહસિક પુરુષો તો વિરલ આનંદપૂર્વક 'પાપ' કરે છે. કામવાસના કેમ થાય છે, એવો પ્રશ્ન જ અસ્થાને છે. શરીરના નિર્દોષ આનંદથી કંઈ આત્મા અભડાઈ જતો નથી. જેની સાથે તમારે બૌદ્ધિક સંબંધ અને આત્માનો મેળ થયેલો છે તેની સાથે તમે શરીરસંબંધ શોધો એમાં કંઈ જ ખોટું નથી. માણસોને મન કેટલીક વસ્તુ સારી અને કેટલીક વસ્તુ નરસી હોય છે, પણ કુદરતને મન તો બધું જ યોગ્ય છે. તેઓ એવું માને છે કે જે પ્રાકૃતિક અથવા જડ શક્તિઓએ ક્ષણભરને માટે ભેગી થઈને આ રુચિકર માનવદેહ સરજ્યો છે, તેઓ કદાચ એટલી જ ઉદાસીનતાથી પાછી વિખેરાઈ પણ જાય, તો અવસર છે ત્યાં સુધીમાં તેનો ઉપભોગ કરી લેવો એ જ ઉત્તમ છે. જો આપણે જીવનને સંપૂર્ણ રીતે, સુંદરતા અને સાહસિકતાથી જીવવા માગતા હોઈએ તો આ જિંદગીનો જામ મૃત્યુ ઝૂંટવી લે તે પહેલાં જ આપણે

આકંઠ પી લેવો જોઈએ. પોતાની તૃષ્ણાઓને ઢાંકવી એ સારી રીતભાતનું લક્ષણ છે, એમ આ લોકો માનતા નથી. પોતાની વાસનાઓને દબાવવાની કે છુપાવવાની કંઈ જરૂર નથી. જીવન એ એક સાહસ છે. પોતાની શક્તિનો ઉપયોગ કરવો એ જ એકમાત્ર પુણ્ય છે. જે માણસો પરંપરાગત નીતિનાં બણગાં ફૂંક્યા કરે છે, તેમનું લોહી ઠંડું પડી ગયેલું હોય છે, અને જે જે ઉદ્દીપનને તેમની પ્રકૃતિ ઝીલી શકતી નથી તે ઉદ્દીપનોને બીજા તંદુરસ્ત માણસો કેમ વશ થાય છે, એ સમજવાની તેમનામાં શક્તિ નથી. સ્વચ્છંદી વ્યક્તિવાદના આ પુરસ્કર્તાઓ પોતાની ઇચ્છા ઉપર સહેજ પણ અંકુશ આવતાં આકળા થઈ જાય છે, અને પોતાના જીવનના મુક્ત પ્રવાહમાં આડે આવવાનો કોઈનો પણ હક તેઓ સ્વીકારવા તૈયાર નથી. તેઓ નૈતિક બંધનને પુરાણા ઢોંગધતિંગ અને પવિત્રતાને વહેમ ગણી કાઢે છે. તેમને મન વ્યભિચાર તો કેવળ આંતર સ્વાતંત્ર્યનું બાહ્ય લક્ષણ છે. પ્રસ્થાપિત ધારાધોરણો જીવનના પ્રબળ શત્રુઓ નીવડે છે, એટલે આપણે સારી સમાજવ્યવસ્થા ઊભી કરીએ તે પહેલાં તેમને ભોંયભેગાં કરી નાખવાં જોઈએ.

## આર્થિક સંબંધ

આર્થિક બાબતોમાં સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્યનો સિદ્ધાંત છોડાતો જાય છે. સમાજ એ કાંઈ એવું યંત્ર

નથી કે જે કરાર કરવાની અને હરીફાઈની સ્વતંત્રતા મળતાં એની મેળે વ્યવસ્થિત રીતે ચાલવા માંડે. આર્થિક બાબતમાં વ્યક્તિને સ્વતંત્રતા રહેવાથી સમાજમાં બે વર્ગ ઉત્પન્ન થયા. ઉપલા નાના વર્ગનાં માણસો એશઆરામી અને દુરારાધ્ય બન્યાં, નીચલા વિશાળ વર્ગનાં માણસો દુઃખ અને દારિદ્રયનાં ભોગ થઈ પડચાં. પણ એ સ્થિતિ અનિવાર્ય નથી. વ્યક્તિ અને સમાજને ઘડનાર બહારની પરિસ્થિતિ હોય છે અને તેના ઉપર આપણો કશો કાબૂ હોતો નથી એવું આજે બધા માનતા નથી.

યંત્રો આપણને નીરસ કામના કંટાળાભર્યા વૈતરામાંથી મુક્ત કરશે અને સંસ્કારપ્રાપ્તિ અને કળાની ઉપાસના માટે વધારે સમય મેળવી આપશે, એવી આશા સૌ રાખતા હતા. યંત્રોએ માણસની મહેનત હળવી કરી છે એ ખરું, પણ નીરસતા અને કંટાળામાં તો થોડે અંશે વધારો જ કર્યો છે. આજનાં મોટાં મોટાં કારખાનાંમાં કામના ઝીણા ઝીણા ભાગ પાડી નાખવામાં આવે છે. આને લીધે માણસમાંથી કારીગરીની ભાવના ઊડી ગઈ છે. આજના કારખાનામાં કારીગરીના રહસ્યને, સૌંદર્યને અને તેની પ્રત્યેના આદરને સ્થાન નથી. આજે માણસો પોતાના કામની બહારની વસ્તુઓમાંથી આનંદ મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તેઓ આજે ભારે પગાર, વધુ ફુરસદ, અને

જ્ઞાન, આનંદ અને આરામ મેળવવાની તક માગી રહ્યા છે. પણ આટઆટલી મહેનતને અંતે મેળવેલી ફુરસદ મોંઘા અને મનને ઉશ્કેરનારા મોજશોખ ભોગવવામાં વેડફાઈ રહી છે. આજના રોજિંદા જીવનમાં જે એક પ્રકારની જડતા અને શૂન્યતા આવી ભરાયાં છે, તેને કંઈક અંશે ઓછાં કરવા અને ફુરસદને હાંકી કાઢવા માટે ખરચાળ મોજશોખ યોજવા પાછળ ટાઇમ્સ સ્ક્વેર, પિક્કાડિલી સરકસ અને ચોરંઘી[૧] રાતદિવસ અવિશ્રાંત શ્રમ ઉઠાવી રહ્યાં છે.* માણસ વૈતરું કરતો હોય છે, તે વખત દરમિયાન એની જે ઉચ્ચ ભાવનાઓ દબાઈ ગયેલી અથવા ચીમળાઈ ગયેલી હોય તેને સંતોષવામાં ફુરસદનો ઉપયોગ થતો નથી. એટલે ફુરસદથી હિત થાય છે કે અહિત એ શંકાસ્પદ છે. કારખાનાંના મજૂરો ગંદી ચાલોમાં રહે છે, અને વેશ્યાવાડામાં અને નાચગાનની વ્યવસ્થાવાળી હોટેલોમાં તેમનો આત્મા પોષાય છે. 'જ્યાં તમારી સંપત્તિ હશે ત્યાં જ તમારું હૃદય પણ હશે' એ સૂત્ર વ્યક્તિ તેમ જ સમાજ બંનેને લાગુ પડે છે.

* વિલિયમ આર્ચર સાચું કહે છે કે બેકાર માણસનું અથવા પ્રાણહીન નીરસ વૈતરાથી જડ થઈ ગયેલું મગજ જે શૂન્યતા કે કંટાળો અનુભવે છે, તે કંટાળામાંથી બચવા માટે માણસ પાપાચારનો આશરો લે છે. — 'નૉલેજ ઍંડ કૅરૅક્ટર' પૃ. ૫. મૉરલ ઍડ્યુકેશન લીગ, લંડન, ૧૯૧૬.

કોઈ માણસ કે સમાજ કઈ વસ્તુને સૌથી કીમતી ગણે છે એ જો જાણવું હોય, તો તે માણસ કે સમાજ પોતાની ફુરસદનો સમય કેમ ગાળે છે તે જોવું. માણસમાં જે ભયંકર વ્યર્થતાની લાગણી વ્યાપેલી છે, તે જોઈને આપણને પણ ઉત્સાહ રહેતો નથી. દરેક ધર્મ કહે છે કે મહેનત, આરામ અને ઉપાસના એ ત્રણ મનુષ્યની મોટામાં મોટી જરૂરિયાત છે. મહેનતમજૂરી દ્વારા આપણે બીજા માણસો જોડે બિરાદરી અનુભવવાની છે, અને ભેગા થઈને કામ કરતાં શીખવાનું છે. આરામ દ્વારા આપણે આપણી જાતે સ્વતંત્ર વિચાર અને આત્મનિર્ણય કરતાં શીખવાનું છે. ઉપાસના દ્વારા આપણે સમસ્ત વિશ્વના આત્માને ઓળખવાનો છે અને વિશ્વનો હેતુ સમજવાનો છે. આજે તો મજૂરીનો ઉપયોગ માણસોને એકબીજાથી વિખૂટા પાડી તેમની સામાજિક ભાવનાને મારી નાખવામાં થઈ રહ્યો છે; આરામનો ઉપયોગ તેમનાં મનશ્ચક્ષુને આંધળાં બનાવવામાં, અને ઉપાસનાનો ઉપયોગ તેમની પાસે હલકા આદર્શોનો સ્વીકાર કરાવી તેમની આધ્યાત્મિક વૃત્તિને બુઠ્ઠી બનાવવામાં થઈ રહ્યો છે. આપણાથી એકાંત સહેવાતું જ નથી. મજૂરી કરતી વખતે, આરામ લેતી વખતે કે ઉપાસના કરતી વખતે આપણે એકલા પડીએ તો તો આપણું સત્યાનાશ જ વળ્યું સમજવું. એટલે આજે આપણે

કારખાનાંઓમાં કામ કરીએ છીએ, ટોળે વળીને આનંદ લૂંટીએ છીએ, બહાર જવું હોય તો સંઘ કાઢીએ છીએ, પાપ આચરવા માટે પણ ટોળી ઊભી કરીએ છીએ અને સમાજમાં ભેળા થઈને ઉપાસના કરીએ છીએ. સાંજનો સમય ઘેર શાંતિમાં ગાળવો, ખેતરોમાં એકલા ફરવા જવું, ચિંતન અને ધ્યાનનો અભ્યાસ કરવો, એ બધું આપણને કંટાળાભર્યું લાગે છે. આપણો જમાનો સાચે જ ઊંઘ ખોઈ બેઠેલો જમાનો છે. જેમ જરૂર એ બધાં વિજ્ઞાન અને શોધખોળની માતા કહેવાય છે, તેમ ફુરસદ એ બધી કળા અને તત્ત્વજ્ઞાનની માતા છે. પણ અતિશય વેગીલી સંસ્કૃતિ મનની શાંત પ્રવૃત્તિઓ માટે વખત જ ક્યાં રહેવા દે છે? સાચી વિચારણાને માટે જે શાંતિ, નિઃસંગતા અને સમાધિ આવશ્યક છે તેને ને એને હાડવેર છે. આપણું જ્ઞાન વધ્યું છે, પણ ડહાપણ વધ્યું નથી.

આ ઉપરાંત આ ઔદ્યોગિક જમાનાએ આપણને પૈસાના પૂજારી બનાવી દીધા છે. આપણને લગભગ ખાતરી થઈ ગઈ છે કે પૈસા હશે તો જ આપણે સોયના નાકા જેવા સ્વર્ગના દ્વારમાંથી પસાર થઈ શકવાના છીએ. પૈસા એ જ સ્વર્ગમાં જવાનો પરવાનો છે. ગમે તે ઉપાયે અને ગમે તે ભોગે સફળતા મેળવવી એ જ આપણું ધ્યેય બની ગયું છે. સમાજમાં જે કોઈ

માણસ નસીબયોગે કે પોતાની શક્તિથી પૈસા ભેગા કરી શકે છે, તેને ઊંચું સ્થાન મળે છે. આ ઔદ્યોગિક જમાનો આવ્યો તે પહેલાં આપણે સમાજમાં માણસનું મૂલ્ય જુદી રીતે આંકતા હતા. સાધુઓ, વિદ્વાનો, કવિઓ અને તત્ત્વચિંતકો સમાજમાં ગુરુસ્થાને હતા. જેમની સાહિત્યવિષયક કે આધ્યાત્મિક મહત્તા તેમની સાંસારિક પરિસ્થિતિ ઉપર આધાર નહોતી રાખતી તેમને જ સમાજને દોરવાનો હક હતો. ગરીબાઈમાં પણ શુદ્ધતા, નીરોગિતા, અને સ્વમાન જાળવી શકાય એવા દિવસો ગયા છે. પૈસા પેદા કરવા એ જ આજે દુનિયાનો સૌથી વધુ લોકપ્રિય ઉદ્યોગ થઈ પડ્યો છે.

ઔદ્યોગિક પ્રવૃત્તિનું સૌથી ગંભીર પરિણામ એ આવ્યું છે કે આપણું ગૃહજીવન નાશ પામ્યું છે. આપણે આ વસ્તુ અમેરિકા અને રશિયામાં જોઈએ છીએ. જ્યાં કુટુંબનું એકેએક માણસ આર્થિક સ્વતંત્રતા મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવતું હોય ત્યાં કૌટુંબિક સંબંધ શિથિલ થઈ જાય છે. સ્ત્રીઓ અને પુરુષોને ઘર બહાર કામે જવાનું હોય છે, અને બાળકો જ્યારે ઘરમાં ઊંઘતાં નથી હોતાં ત્યારે શાળા કે મહાશાળામાં કામ કરતાં હોય છે, અથવા ફૂટબોલના મેદાનમાં કે સિનેમાના થિયેટરમાં મોજ કરતાં હોય છે. રશિયા સંબંધે તો ટ્રૉટ્સ્કી શું કહે છે, તે આપણે જોઈએ. તે પોતાના 'જીવનના પ્રશ્નો' નામના

પુસ્તકમાં લખે છે: 'મહાન યુદ્ધ અને વિપ્લવના રૂપમાં જૂની કુટુંબસંસ્થા ઉપર રાક્ષસી હોનારતો ગુજરી ગઈ છે. . . . આપણે સમાજવાદના સિદ્ધાંતને અનુસરતા આર્થિક સુધારા વધુ પ્રમાણમાં દાખલ કરવાની જરૂર છે. એમ થશે તો જ આપણે કુટુંબને કચડી રહેલાં અને તેની શક્તિને છિન્નભિન્ન કરી રહેલાં કાર્યો અને ચિંતામાંથી કુટુંબને ઉગારી શકીશું. કપડાં ધોવા માટે જાહેર ધોબીખાતું હોવું જોઈએ, ભોજન માટે જાહેર વીશી હોવી જોઈએ, સીવવા માટે જાહેર દરજીખાનું હોવું જોઈએ. છોકરાંને કેળવવાનું કામ શિક્ષણના કામનો સાચો રસ હોય એવા જાહેર શિક્ષકો દ્વારા થવું જોઈએ. આમ થશે તો જ સ્ત્રી અને પુરુષ વચ્ચેનો સંબંધ બધાંય બાહ્ય અને આકસ્મિક બંધનોથી મુક્ત થઈ શકશે, અને તેઓ એકબીજાનું જીવન શોષી લેતાં અટકશે.' ટૂંકમાં, ઘર સ્ત્રીનું કે પુરુષનું એકેનું નહિ રહે.

ઔદ્યોગિક જમાનામાં લોકો નવી નવી જરૂરિયાતો ઊભી કરવામાં શ્રેય સમજે છે. માણસ જે વસ્તુનો ઉપભોગ કરે છે, તેનાથી તેની ભૂખ વધતી જ જાય છે. વધુ માગ માગ કરવું અને વધુને વધુ મેળવવું એ જ ભૌતિક પ્રગતિનો માર્ગ છે. આ ઉશ્કેરાટ-ભરી હરીફાઈ દ્વારા આપણે પોતાની નજરથી આપણા જીવનનું વંધ્યત્વ ઢાંકવા માગીએ છીએ. આજનો

આપણો યંત્રનો જમાનો વ્યક્તિના તરંગોને ગણકારતો જ નથી, અને કેવળ સમાજની સામાન્ય જરૂરિયાતો જ પૂરી પાડે છે. એટલે કળાને બાજુએ ખસી જવું પડે છે.

### રાજકારણ

લોકશાસનની કસોટી ચાલી રહી છે. રાજકીય વ્યવસ્થા તરીકે એ બહુ લોકપ્રિય રહ્યું નથી. ઈટલીમાં અને સ્પેનમાં એ પડી ભાંગ્યું છે. રશિયા અને ચીનનો મત પણ એને અનુકૂળ નથી. પૂર્વ યુરોપના અને દક્ષિણ અમેરિકાના જે ભાગોમાં હજી લોકપ્રતિનિધિત્વવાળી રાજ્યવ્યવસ્થા ટકાવી રાખવામાં આવી છે, ત્યાં પણ લોકોના મનમાં ભારે સંશય જાગ્યો છે. સ્વિટ્ઝર્લૅંડ કે સ્કેન્ડિનેવિયા જેવા નાના દેશો સિવાય બીજે ઠેકાણે લોકશાસન ચાલી શકે કે કેમ એ વિષે લૉર્ડ બ્રાઈસે શંકા પ્રગટ કરી છે.

એકહથ્થુ રાજસત્તામાંથી એણે આપણને છોડાવ્યા એટલે આપણે એને વધાવી લીધું, પણ આજે એનો અમલ જે રીતે થઈ રહ્યો છે, તેનાથી આપણને સંતોષ નથી. આપણે હવે સમજતા થયા છીએ કે રાજ્યવ્યવસ્થાની કળામાં વિશિષ્ટ પ્રકારની આવડતની જરૂર છે, અને જેઓ એમાં કુશળ હોય છે તેઓ જ રાજ્યકર્તા થઈ શકે છે. લોકશાસનને જ્યારે વ્યવહારમાં ઉતારીએ ત્યારે દેશના સૌથી વધુ શક્તિશાળી પુરુષો જ રાજ્ય ચલાવે એવું ભાગ્યે જ બને છે.

રાજકારણમાં પણ આજે કળજુગ ચાલે છે. લોકશાસનને નામે પડદા પાછળ રહેલ કોઈ ભેદી ટોળકી જ રાજ્ય ચલાવતી હોય છે. ચૂંટાયેલા પ્રતિનિધિઓ તો એક વિરાટ યંત્રના અસહાય ભાગો બની ગયેલા હોય છે, એટલે તેમને કશી સ્વતંત્રતા કે નવું કામ ઉપાડવાની સત્તા હોતી નથી. સભ્યોના મત ઉપર તેમના પોતાના અંતરની માન્યતાઓની કે ધારાસભામાં થતી દલીલોની અથવા તેમને ધારાસભામાં મોકલનાર મતદારોના અભિપ્રાયની પણ અસર થતી નથી. ચર્ચાઓ બધી જૂઠી હોય છે, અનાવશ્યક હોય છે, અને લોકશાસન તો કેવળ નામનું થઈ ગયું છે.

લોકશાસનનાં એકંદર પરિણામ વ્યક્તિસ્વાતંત્ર્યને અનુકૂળ નથી આવ્યાં. વધુમાં વધુ વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનનાર ગણાતા યુરોપ અને અમેરિકાખંડમાં વ્યક્તિના જીવનનો ઓછામાં ઓછો વિચાર કરવામાં આવે છે. ધાર્મિક સ્વાતંત્ર્ય માટે દેશ છોડીને આવેલા અમેરિકનોના સ્વાતંત્ર્યધામમાં 'કુ કલુકસ કલાન'[૭] અને બીજા ગોરાઓ બીજી જાતિ અને સંસ્કૃતિના લોકો ઉપર હુમલા કર્યા જ કરે છે. પોતાથી જુદો મત ધરાવનાર રાજદ્વારી પુરુષોને ફીનાખોરીની ધમકી આપનાર સંસ્થાઓ પણ પડી છે. સોવિયેટ રશિયામાં કોઈ પણ માણસને પોતે શું કરવું એનો નિર્ણય કરવાની છૂટ રહી નથી. લોકશાસનને યંત્રની માફક ધમધોકાર

ચલાવવું એ જ ધ્યેય હોવાને લીધે દરેક માણસને ચાલકે નક્કી કરેલે સ્થાને ગોઠવી દેવામાં આવે છે અને તેની જ તેને તાલીમ આપવામાં આવે છે. પછી આચારસ્વાતંત્ર્ય કે વિચારસ્વાતંત્ર્ય રહેતાં જ નથી.

લોકશાસન એટલે અજ્ઞાન, શિસ્તનો અભાવ, અને હલકી રસવૃત્તિ, એવું લોકોએ માની લીધું છે. આપણાં વર્તમાનપત્રો એનો પુરાવો પૂરો પાડે છે. જે લોકશાસિત દેશોમાં લોકો મોટે ભાગે તલ્લાક અને ખૂન તેમ જ નાચગૃહો અને પોલીસ કોર્ટ વિષે જ વાંચ વાંચ કરે છે, તેને સંસ્કૃત—સુધરેલા—કહેવામાં ઊંડો અર્થ નથી. ત્યાં પ્રજાના મોટા ભાગને શિક્ષણની સગવડ મળી રહે છે, છતાં સંસ્કૃતિની કક્ષા બહુ ઊંચી નથી. મહાવિદ્યાલયમાં દાખલ થવું એ અતિશય સહેલું થઈ ગયું છે, પરંતુ ત્યાંથી કેળવણી પામીને બહાર પડવું એ અતિશય મુશ્કેલ થઈ ગયું છે. આપણને વાંચતાં શીખવાય છે, પણ વિચાર કરવાની તાલીમ આપણને મળતી નથી. વર્તમાનપત્રો, ફિલ્મ અને વાયરલેસને પ્રતાપે લોકશિક્ષણે સામાન્ય માણસને પણ ફ્રૉઈડ અને જંગ (Jung), ‘ બિહેવિયરીઝમ ” અને સંતતિનિરોધનાં સાધનો તેમ જ એવી જ બીજી અનેક વસ્તુઓ વિષે આડે માર્ગે દોરનારી માહિતી છૂટીછવાઈ પણ અસરકારક રીતે પૂરી પાડી છે. આ

બાબતોમાં જેઓનું જ્ઞાન વિશેષ છે તેઓ બોલતાં ડરે છે, પણ સામાન્ય લોકો સાથે જ ઘસડાયા કરે છે. વિવેકહીન લોકલાગણીએ અને ટોળાંશાહીએ શાસ્ત્ર અને રૂઢિનું સ્થાન લીધું છે. આપણી સામે ઊભેલા પ્રશ્નોનો વિચાર કરવાનો સમય કે શક્તિ આપણી પાસે નથી તેમ જ સપ્રમાણ દૃષ્ટિવાળા નેતાઓ ઉપર વિશ્વાસ રાખવાની વૃત્તિ પણ નથી. સમાજમાં સમૂહ જ પોતાના મત પ્રગટ કરવામાં સૌથી આગળ હોય છે, એટલે થોડા વિચારકોના મત ઉપર તેનો જ મત વિજયી નીવડે છે. વિચારની બાબતમાં પણ ગ્રેશામનો સિદ્ધાંત[૧૦] પ્રવર્તતો લાગે છે. આને લીધે ઉતાવળિયા, લાગણીપ્રધાન અને ખરાબ વિચારો પુષ્ટ અને સારા વિચારોને સદા હડસેલી કાઢ્યા કરે છે.

પ્રત્યેક લોકશાસનમાં વિચાર અને માન્યતાઓ માટે બીબાં ઊભાં કરવાની વૃત્તિ હોય છે. આપણું મગજ યંત્રવત્ કામ કરે છે. મગજને આમ યંત્ર જેવાં બનાવી દેવાં એ દરેક પ્રકારના સર્જક કાર્યને ઘાતક નીવડે છે. ઊંચામાં ઊંચાં સર્જન કોઈ બીબાં પ્રમાણે વિચાર કરવાથી નથી જન્મતાં, પણ પૃથગ્જનો કરતાં ખૂબ ઊંચે ચડેલા માણસોની અંતર્દૃષ્ટિ, ગંભીર ચિંતન, અને એકાંત સમાધિમાંથી જન્મે છે. વિરોધાભાસ જેવું લાગશે પણ અત્યારે ચાલી રહેલું લોકશાસન

લોકશાસનનું વિઘાતક છે. લોકશાસનનો પ્રધાન હેતુ વ્યક્તિના હક જાળવવાનો હોય. ઈબસેને કહ્યું છે, "મનુષ્ય તું 'તું' થા." પરંતુ આપણાં લોકશાસન તો આપણી પાસે એવી માગણી કરી રહ્યાં છે કે આપણે તો મોટે ભાગે પ્રચલિત ધોરણને જ અનુસરીએ. આથી તો આપણું આંતર જીવન સુકાઈ જવાનો ભય રહે છે. જો બધા જ માણસો વિચારમાં એકમત થવાનું શરૂ કરે તો વિચારની પ્રગતિ જ નહિ થાય.

જ્યાં આટઆટલી આર્થિક અસમાનતા હોય, ત્યાં રાજકીય સમાનતા હોઈ જ ન શકે. મજૂરોની, સમાજવાદીઓની અને સામ્યવાદીઓની સંસ્થાઓ હાલના કરતાં સારી સમાજવ્યવસ્થા સ્થાપવા માટે રાજ્યતંત્ર કબજે કરવા મથી રહી છે. આથી પ્રજાપ્રજા વચ્ચેના ભેદો ભુલાઈ ગયા છે, અને વર્ગવર્ગ વચ્ચેના વિરોધ ઉપર ભાર મૂકવામાં આવે છે. આજે સ્વદેશ-પ્રીતિ મધ્યમ વર્ગની મનોભાવના ગણાય છે, અને રાષ્ટ્રીય પૂર્વગ્રહોની જંજીરોમાંથી મજૂરોને મુક્ત કરવાના પ્રયત્નો ચાલે છે. બોલ્શેવિસ્ટ કહે છે: "મારો વર્ગ એ જ મારો દેશ." જ્યાં સુધી આ વર્ગવર્ગ વચ્ચેના વિરોધ શમે નહિ ત્યાં સુધી સાચું લોકશાસન સંભવે નહિ.

સમાજમાં સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર ઇચ્છા-શક્તિવાળાં કેટલાં માણસો છે, એના ઉપર તેના રાજકીય જીવનનો આધાર હોય છે. સમાજના સ્વાસ્થ્ય માટે તેમાં વિચાર અને કાર્યનો પ્રવાહ ચાલ્યા જ કરે એ આવશ્યક છે. પણ આજની વ્યવસ્થામાં એ મળે એમ નથી. આપણે આપણા વ્યવહારો ચલાવવા માટે ‘બૅલેટ બૉક્સ’ની ‘લૉટરી’[૧૧] કરતાં કોઈ સારી વ્યવસ્થા શોધી કાઢવા મથવું જોઈએ.

## આંતરરાષ્ટ્રીય સંબંધો

આજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એવી છે કે માનવજાત ઉપર પ્રેમ રાખનાર કોઈ પણ માણસ નિરુત્સાહ થઈ જાય. બધી પ્રજાઓ શાંતિની વકીલાત અને યુદ્ધની તૈયારીઓ કરી રહી છે. ઝઘડો ઊભો કરવાની મનોવૃત્તિ જ છોડી દેવા તેઓ તૈયાર નથી. દરેક પ્રજાના લોકો પોતે બીજી પ્રજાઓ જેવા નથી એ માટે ઈશ્વરનો આભાર માને છે. તેઓને ખાતરી છે કે તેઓ જે પ્રજામાં જન્મેલા છે, તે સૌથી શુદ્ધ અને ઉત્તમ છે; તેઓ જે ધર્મમાં જન્મેલા છે, તે દ્વારા જ માનવજાતિનો ઉદ્ધાર થાય એમ છે; અને તેમની પ્રજા જ માનવજાતને દોરનાર છે. ઝંડા ફરકાવીને અને બ્યૂગલ ફૂંકીને, સ્વદેશપ્રીતિનાં ગીતો અને ધિક્કારનાં સ્તોત્રો ગાઈ ગાઈને આપણે પારણામાંથી

જ રાષ્ટ્રપૂજાનું મિથ્યાભિમાન કેળવીએ છીએ. ગયા મહાન યુદ્ધ વખતે તેમાં પડેલી એકેએક પ્રજા એવો દાવો કરતી હતી કે અમે જ માત્ર સંસ્કૃતિનું રક્ષણ કરવા લડી રહ્યા છીએ. એને નામે દરેક પ્રજા કત્લેઆમ અને સંહાર સુધ્ધાં દરેક વસ્તુઓનો બચાવ કરતી હતી. માણસમાં રહેલા ઉચ્ચ ગુણો દ્વેષાગ્નિ અને વિજય માટેની ઉન્મત્તતાને લીધે બળીને ખાખ થઈ ગયા હોય, અને તે નર્યો હેવાન બની ગયો હોય ત્યારે જ તે શિકારી કૂતરા કોઈ શિયાળવાની પૂંઠે પડી તેને મારી નાખે તેમ ક્રૂરતા અને ભીષણતાપૂર્વક બીજા માનવબંધુના પ્રાણ લેવા ધસી જાય છે. યોજનાપૂર્વક અર્ધસત્યો અને જૂઠાણાં ફેલાવીને અને બીજી પ્રજાઓ અને તેમની સંસ્કૃતિ વિષે ખોટા ખ્યાલો સતત રજૂ કર્યા કરીને લોકોમાં જંગલી પશુના જેવી હિંસક વૃત્તિ જગાડવામાં આવે છે. ઍન્ટનીએ જે હેતુ માટે અને જેટલી કુશળતાપૂર્વક સીઝરના લોહિયાળા ઝભ્ભાનો ઉપયોગ કર્યો હતો,[૧૨] તે જ હેતુ માટે અને તેટલી જ કુશળતાથી કેટલાક ભાષણિયાઓ વાર્તાઓ અને બનાવોનો ઉપયોગ કરે છે. "કેવું દયાજનક દૃશ્ય! કેવો ભયંકર દેખાવ! વેર લેવું જ જોઈએ! બાળી મૂકો! ઠાર કરો! મારો! કાપો!" હીને એક વાત લખી છે: એક માણસ પોતાના નાના છોકરાને લશ્કરી કવાયતનો

દબદબો દેખાડવા લઈ ગયો હતો. એ બધું જોઈને છોકરો બોલી ઊઠ્યો,—"આ સોલ્જરો એક વખતે માણસ હતા." આ બાળકના શબ્દોમાં કેટલું બધું સત્ય રહેલું છે! આજે એ લોકો ઇચ્છા વિનાના, આત્મા વિનાના, અને આશા વિનાના થઈ ગયા છે; જે યંત્રને શિર નમાવવાનું એમને શીખવવામાં આવ્યું છે, અને જે યંત્રને એ લોકો મને કે કમને પૂજવાના છે, તે યંત્રના ચક્કરના દાંતા એ લોકો બની ગયા છે. વિવેકી માણસોમાંથી તેમને ઇચ્છાશક્તિહીણા ગુલામો બનાવી દીધા છે. યુદ્ધનું રણશિંગું ફૂંકાતાં જ સુધરેલા હોવાના ઢોંગ અલોપ થઈ જાય છે, અને માણસ ફરી પાછો લાચારીથી પશુ બની જાય છે. યુદ્ધને પરિણામે ખેતરોનો નાશ થઈ જાય છે, શહેરો તારાજ થઈ જાય છે, લાખો માણસો મૃત્યુ પામે છે, અને કરોડો માણસો ઘાયલ અને અપંગ થઈ પડે છે, સ્ત્રીઓ હતાશ અને ભ્રષ્ટ થઈ જાય છે, બાળકોને સ્વાભાવિક રક્ષણ ન મળતાં તેઓ ભૂખે મરતાં થઈ જાય છે, દ્વેષ ઉત્પન્ન થાય છે, વાતાવરણ કાવાદાવા અને જૂઠાણાંથી ખદબદી ઊઠે છે—યુદ્ધ એટલે માનવતા ઉપર અત્યાચાર. જ્યાં સુધી આપણને આ પિશાચનૃત્ય ઉપર ઘૃણા નથી જાગી, ત્યાં સુધી આપણે સુધરેલા હોવાનો દાવો ન કરી શકીએ. ઈશ્વરને અને દેશને નામે નિર્દોષ સ્ત્રી, બાલ, વૃદ્ધ અને અપંગો સુધ્ધાંનો મશીનગન

અને ઝેરી વાયુ વડે સંહાર કરી નાખવા આપણે તૈયાર છીએ, ત્યાં સુધી પ્રાણીઓ પ્રત્યે થતી ક્રૂરતા અટકાવવાનો અને માંદાઓ માટે ઇસ્પિતાલો અને કંગાલો માટે યતીમખાનાંઓ ખોલવાનો કશો અર્થ જ નથી.

આપણે યુદ્ધને દબાવી શકીએ એમ નથી, એટલે આપણે તેને નિયમાધીન બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ, એ ખરું છે; પણ એ પ્રયત્ન સફળ નથી થવાનો. કારણ કે પશુબળથી જ પતાવી શકાય એવા ઝઘડાઓ કરવાની પ્રજાઓમાં જે વૃત્તિ રહેલી છે, તેનું જ યુદ્ધ તો પ્રતીક છે. વિરોધને દબાવી દેવા માટે બળ એ જ એક દલીલ છે, એવું જો આપણે માનીએ તો પછી આપણે જુદી જુદી જાતનાં બળો વચ્ચે સાચો વિવેક નહિ કરી શકીએ. આપણી પાસે હોય એટલાં બળોને એકઠાં કરીને આપણે વિરોધને દબાવી દેવો જોઈએ એમ જ આપણને થવાનું. લાકડી અને તલવાર અથવા દારૂગોળો અને ઝેરી વાયુ એ બે વચ્ચે કશો સાચો ભેદ નથી. બળ એ વિરોધને દબાવી દેવાનો માર્ગ છે એવું જ્યાં સુધી સ્વીકારવામાં આવે છે, ત્યાં સુધી દરેક પ્રજા પોતાનાં સંહારક સાધનો વધારે ને વધારે કાતિલ બનાવવાનો પ્રયત્ન કર્યા જ કરશે. યુદ્ધને નિયમો નથી હોતા. એમાં તો વિજય મેળવવો એ જ સર્વોચ્ચ ગુણ ગણાય છે, અને દરેક પ્રજાએ આ ભયાનક માર્ગે

પ્રયાણ કરવાનું છે. યુદ્ધને સંમતિ આપવી અને તેની રીતની ટીકા કરવી એ વરુ બકરાંને ખાઈ જાય એને સંમતિ આપી તેની ખાવાની રીતની ટીકા કરવા બરાબર છે. યુદ્ધ એટલે યુદ્ધ. નિયમો મુજબ ખેલવાની એ કંઈ મનોરંજક રમત નથી.

આંતરરાષ્ટ્રીય ભાવના વધતી જાય છે એ વાત સાચી છે. અર્થશાસ્ત્રીઓ આપણને ચેતવે છે કે લડત નફાનો ધંધો નથી. એ ખોટનો ધંધો છે. આપણામાંના ઘણા જણ શાંતિવાદનો સિદ્ધાંત ખાતર નહિ પણ રાજનીતિની યુક્તિ તરીકે સ્વીકાર કરે છે. આપણી આંતરરાષ્ટ્રીય ભાવના બહુ જ છીછરી છે. ગયા મહાન યુદ્ધ વખતે પોતાના સિદ્ધાંતને વીરતાથી વળગી રહેનાર માણસો દરેક દેશમાં જૂજ જ હતા. બાકીના-ઓએ તો પોતાના દેશની વેદી ઉપર પોતાની માનવ-ભાવનાનો ભોગ આપ્યો હતો. મોટા મોટા પાદરીઓ પણ ભગવાનની મશ્કરી ઉડાવનારા જ નીવડ્યા. તેમણે "ઈશ્વરને માટે દેવળ બાંધ્યું. અને તેના આદેશને હસીને ઉડાવી દીધો." દેવળો પણ રંગરૂટની ઑફિસો બની ગયાં. બધી બાજુથી થતી ઝનૂનભરી પ્રાર્થનાઓથી સર્વશક્તિમાન ઈશ્વર પોતે પણ મૂંઝાઈ ગયો હશે. તટસ્થ રહીને આ બધું જોનારના મનની સ્થિતિ જે. સી. સ્કવાયરે એક કડીમાં સુંદર રીતે વર્ણવી છે.

યુદ્ધમાં મચેલી બધી પ્રજાઓ પુકારી ચાચે,
"પ્રભુ ! આ બ્રિટનને પૂરી સજા પોંચાડજો!"
"હે પ્રભુ ! બ્રિટન-અધિરાજ કેરી રક્ષા કરો !"
આ કરો ને તે કરો ને ફલાણું ને ઢીંકણું.
સુણી ભગવાન કહે,—"અરે, ભલા ભગવાન !
મારું કામે આ લોકોએ નક્કી કરી નાખ્યું છે !"*

આપણી પાસે પ્રજાસંઘ છે એ ખરું, પણ એ તો કેવળ યાંત્રિક ખોખું છે, હજી એ ખોળિયામાં પ્રાણ પૂરવો બાકી છે. અસદ્‌ભાવ અને અવિશ્વાસની લાગણી ચારે કોર પ્રસરેલી છે. આંતરરાષ્ટ્રીય ભાવના તો મૂઠીભર માણસોના મનમાં સેવાતો વિચાર માત્ર છે, હજી એને માનવજાતના માનસમાં સ્થાન મળ્યું નથી. સુલેહ થયાંને દસ વર્ષ વીતી ગયાં તોયે આકાશ ૧૯૧૪ના ઑગસ્ટ જેવું જ ઘેરાયેલું છે. યુદ્ધ પહેલાં યુરોપમાં જેટલાં માણસો લશ્કરમાં હતાં તેના કરતાં આજે દસ લાખ માણસો વધારે છે. લોકોના મનમાં પોતે ઊંચા છે એવી જે ભાવના હોય છે તેમાંથી અને પોતે જગતને કંઈ શીખવવા આવ્યા છે એવી

---

*God heard the embattled nations shout
"Gott strafe England!" and "God save the King!"
God this, God that, and God the other thing.
"Good God!" said God, "I 've got my work cut out."

માન્યતામાંથી યુદ્ધ ઉત્પન્ન થાય છે. એ ભાવના અને માન્યતાને નાબૂદ કરવા કોઈ પણ પ્રજા તૈયાર નથી. દરેક પ્રજા કહે છે,—“ અમો જ સર્વશ્રેષ્ઠ છીએ.” થિયોડર રુઝવેલ્ટે એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો હતો કે જે પ્રેમ ઉપર કેવળ પોતાની પત્નીનો જ અધિકાર હોય છે, તેમાં બીજી કોઈ સ્ત્રીને ભાગ આપવો એ જેટલું અસભ્ય અને લજ્જાસ્પદ છે, એટલું જ અસભ્ય અને લજ્જાસ્પદ, કોઈ માણસ જે પ્રેમ ઉપર તેના સ્વદેશનો જ અધિકાર હોય તેમાં બીજા કોઈ દેશને ભાગ આપે, એ પણ છે. આ સિદ્ધાંતને અનુસરે તે સ્વદેશભક્ત ગણાય. પ્રજા પ્રજા વચ્ચે જ્યાં આટઆટલો દ્વેષ હોય, દરેક પ્રજા જ્યાં આટઆટલી વિજયૈષણા સેવી રહી હોય, ત્યાં શાંતિ એ માત્ર તહકૂબી જ ગણાય. દરેક રાજ્ય પોતાના વ્યવહારમાં માનવી સૌજન્ય વિષે અવિશ્વાસ દર્શાવનારાં મૅકિયાવેલીનાં સૂત્રોને[13] અનુસરે છે, અને દરેક પ્રજા સ્વાર્થી અધિકાર મેળવવા મથી રહી છે, નિઃસ્વાર્થી સહકારની કોઈને પડી નથી.

૩

# સમસ્યા

ફિલસૂફી શબ્દનો વ્યાપક અર્થ કરીએ તો જે અદૃશ્ય પાયા ઉપર સંસ્કૃતિની ઇમારત ચણાઈ હોય છે તેને ફિલસૂફી કહી શકાય. એ આત્મા છે, અને ધીમે ધીમે પોતાને માટે દેહ ઘડી લે છે. કોઈ પણ સમાજની વ્યવસ્થિત ટેવો અને સંસ્થાઓ દ્વારા તેમાં વસતી વ્યક્તિ, એ સમાજ કઈ કઈ વસ્તુઓને મહત્ત્વની ગણે છે, જીવનનો શો અર્થ કરે છે, અને જીવનનું ધ્યેય શાને માને છે, એ સમજી શકે છે. કોઈ પણ સમાજ કઈ વસ્તુને કેટલું મહત્ત્વ આપે છે એ ઉપરથી જ આપણે તેની પ્રશંસા કે નિંદા કરીએ છીએ. પ્રાચીન હિંદના ઋષિઓ અને ગ્રીસના વિચારકો માનવ વ્યક્તિને બ્રહ્માંડનું જ નાનું સ્વરૂપ માનતા.

માનવને દેહ હોય છે, તેને ધાતુઓની પેઠે કદ અને વજન હોય છે, વનસ્પતિનાં અંગોની પેઠે તેનાં બધાં અંગો સંયોજિત થઈ એકત્વ પામ્યાં હોય છે, પશુઓની પેઠે તેને લાગણી અને હલનચલનની શક્તિ હોય છે, અને વધારામાં વિવેકશક્તિ અને આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષા હોય છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે શરીર, મન અને આત્માનો ત્રિવેણીસંગમ તે મનુષ્ય. આપણા શરીરમાં અને વાંદરાના શરીરમાં ઝાઝો ફેર નથી, એ બતાવે છે કે આપણે વનસ્પતિ અને પશુઓમાંથી ઊતરી આવેલા છીએ. પ્રોફેસર ઈલિયટ સ્મિથ કહે છે કે મનુષ્યના મગજની રચના ચિમ્પેન્ઝી વાનરના મગજની રચના કરતાં જુદી નથી. આપણામાં ઊતરી આવેલું આળસ, એક જ જગ્યાએ સ્થિર રહેવાની આપણી વૃત્તિ, જમીનને વળગી રહેવાની આપણી વૃત્તિ, તેમ જ ભય અને ક્રોધ જેવી લાગણીઓને વશ થઈ જવાનો સ્વભાવ અને એવા આપણા મનના બીજા કેટલાક ગુણો ઉપરથી પણ લાગે છે કે આપણે પશુઓના વંશજો છીએ. અદૃશ્યને માટેની આપણી ઝંખના, આપણી આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓ, અને સાહસો, આપણી જાતની ઉન્નતિ કરવાનો આપણો પ્રયત્ન, એ બધી વસ્તુઓ પણ આપણો મહત્ત્વનો અને સાચો ભાગ છે, અને એમાંથી જ આપણી પૌરાણિક માન્યતાઓ, દર્શનો, ધર્મો અને કલા

જન્મ્યાં છે. માનવઉત્ક્રાંતિના આખા ગાળા દરમિયાન આપણી આધ્યાત્મિક ઝંખનાઓ ટકી રહી છે અને વહેમો, વૃક્ષપૂજા, પૌરાણિક કથાઓ જેવાં અણઘડ સ્વરૂપથી માંડીને આજની સૂક્ષ્મ અને જટિલ દર્શન પદ્ધતિઓ અને નૈતિક સંસ્કૃતિઓ સુધીનાં વિવિધ રૂપે તે પોતાને વ્યક્ત કરતી આવી છે.

આપણામાં એવું ઘણું છે જેને આપણે આપણા પશુ-પૂર્વજોનો વારસો કહી શકીએ, આમ છતાં માણસ એ પશુઓથી નોખો જ છે. આપણા ગુણોમાં અને દોષોમાં માણસની વિશિષ્ટતા રહેલી છે. જ્યારે આપણે ઇંદ્રિયસુખને જ જીવનનું ધ્યેય બનાવીએ છીએ ત્યારે આપણે માણસ કરતાં પશુ જ વધારે ગણાઈએ છીએ, પણ કોઈ પણ પ્રાણી માણસની પેઠે ઇંદ્રિયસુખને જીવનનું ધ્યેય બનાવી તેની પાછળ પડી શકે એમ નથી. વળી કેટલીક બાબતોમાં તો પશુઓ માણસ કરતાં વધુ શિષ્ટ છે. કેટલીક વાતો પશુઓને બિલકુલ સ્વાભાવિક હોય છે, પણ માણસે તે મેળવવા માટે વિચારપૂર્વક પુરુષાર્થ કરવો પડે છે, અને સંયમની તાલીમ લેવી પડે છે. પશુઓ પોતાની કામવૃત્તિનો પ્રજનન પૂરતો જ ઉપયોગ કરે છે. જંગલી અને આદિમ મનુષ્ય પણ આ બાબતમાં પશુને ખૂબ મળતો આવે છે. આપણને વિચાર અને વિવેક કરવાની જે શક્તિ મળેલી છે, એને લીધે આપણે આપણા પાશવ

વારસાથી ઉચ્ચતર વીરત્વનાં શિખરે પણ ચડી શકીએ અથવા અધઃપાતની ઊંડી ખીણમાં પણ પડી શકીએ એવો પુષ્કળ સંભવ છે. એટલે જ્યારે આપણે પશુની ભૂમિકાએ ઊતરી પડવાનું કહીએ છીએ ત્યારે આપણે એવો અલંકાર વાપરીએ છીએ કે જેનો અર્થ એવો થાય છે કે આપણે આપણી સ્વતંત્રતાનો પશુને અને માણસને સામાન્ય એવી જરૂરિયાતો મેળવવામાં જ દુરુપયોગ કરીએ છીએ.

આપણામાં રહેલી પશુવૃત્તિ હંમેશાં પોતાની વાસનાઓ પૂર્ણ કરવા મથ્યા જ કરે છે. જ્યારે આપણી બધીય વાસનાઓ પૂર્ણ થાય ત્યારે આપણા પશુસ્વભાવનો પૂરેપૂરો વિકાસ થયો કહેવાય. જો આપણે શરીરને જ માણુસ ગણીએ અને શરીરના વિકાસને જ જીવનધ્યેય માનીએ તો આપણે પશુ-બળના અને શક્તિના પૂજક અને વાસનાઓની તૃપ્તિને જ જીવનધ્યેય માનનારા જંગલીઓ જ ગણાઈએ. શરીરનો આવો એકાંતિક વિકાસ કરવાથી આત્માની સૂક્ષ્મ લાગણીઓ જડ થઈ જાય છે અને તે પોતાના અધિકાર ખોઈ બેસે છે. શારીરિક શક્તિ અને વિકાસને સર્વશ્રેષ્ઠ વસ્તુ માનવી એ જંગલીપણાનું વિશિષ્ટ લક્ષણ છે. એવા સમાજમાં પુરુષો સ્ત્રીઓને હલકી ગણે છે, અને પોતાના સ્વાર્થ માટે તેમનો ઉપયોગ કરી લે છે, કારણ કે તેઓ શરીરે દુર્બળ

છે; વળી સ્ત્રીઓ પણ પાશવ બળને પૂજે છે, તથા તેની હલકી વાસનાઓને તૃપ્ત કરે છે, અને બહાદુરી અને યુદ્ધમાં પરાક્રમો માટે જાણીતા થયેલા પુરુષોને જ પસંદ કરે છે.

જે સમાજ શરીર અને જીવન કરતાં મનને વધુ મહત્ત્વ આપે છે, તે ઉચ્ચતર ભૂમિકા ઉપર છે એમ કહેવાય. પણ 'મન'માં સૌંદર્યભાવનાના વિકાસનો અને નૈતિક ભાવનાની પરિપૂર્ણતાનો સમાવેશ થવો જોઈએ, એટલે કે જ્યાં સુધી મન અને આત્મા એક જ છે એવું માનવામાં ન આવે ત્યાં સુધી આપણે સંસ્કૃતિના આદર્શને પહોંચ્યા છીએ એમ ન કહેવાય. આપાણું જ્ઞાન કદાચ વધ્યું હશે પણ તેનો ઉપયોગ ઉચ્ચ આધ્યાત્મિક હેતુઓ માટે ન થતાં કેવળ જીવન અને શરીરની જરૂરિયાતો પૂરી પાડવામાં જ થાય છે. રોજ રોજ ધીર પગલે વધતી જતી જરૂરિયાતો પોષવાની અને સંપત્તિનો સંચય કરવાની ઇચ્છા જ આપણા જીવનમાં પ્રધાન બની જાય છે. આજે જે જાતનું માનસિક જીવન પ્રવર્તે છે તે બહુ નીચી ભૂમિકા ઉપર છે. લાગણીના ઝણકારા અને બુદ્ધિના ચમકારા, સૌંદર્યદર્શન અને માનસિક ઉત્તેજના જ આપણને આકર્ષે છે. પણ મહાન સાહિત્ય અને અભિજાત કલાનો રસાનુભવ કરવા પ્રત્યે આપણે આકર્ષાતા નથી. યાંત્રિક વસ્તુગૂંથણીવાળું સાહિત્ય,

ડિટેક્ટિવ વાર્તાઓ, અને 'ક્રોસવર્ડ પઝલ'થી આપણે લલચાઈએ છીએ અને તેમાં આપણને મઝા પડે છે. આવી ભૂમિકા ઉપર આવેલા સમાજમાં રહેતી વ્યક્તિ પોતે વિચાર નથી કરતી પણ બુદ્ધિને ઊંચી મૂકીને પરંપરાગત રીતે કામ કર્યે જાય છે. તેની નૈતિક ભાવના અણઘડ અને અણવિકસેલી હોય છે. તેનું મન કેટલાક ગમાઅણગમા, પૂર્વગ્રહો, અને માન્યતાઓથી જ ભરેલું હોય છે. તે પરંપરાગત નિયમો અનુસાર જ પોતાનું જીવન ઘડે છે, એટલે આરામ મળશે કે નહિ, અને સારું દેખાશે કે નહિ, એ સિવાય બીજા ઊંચા આદર્શ જ તેને હોતા નથી. કેળવણીથી માણસ આર્થિક ઝઘડાની હરીફાઈમાં સફળ થવાને લાયક બને છે, એટલે જ તેની કિંમત હોય છે. વિજ્ઞાનને લીધે ઉપયોગી જ્ઞાન મળે છે, કેટલીક સગવડો અને એશઆરામ મળી શકે છે, અને વધુ માલ ઉત્પન્ન થઈ શકે એવાં યંત્રો એના વડે શોધી શકાય એમ છે માટે જ એને માન મળે છે. પણ આ બહારની વસ્તુઓની પ્રાપ્તિને લીધે કંઈ અંતર સંસ્કારી બનતું નથી. હજી યુદ્ધો તો રહ્યાં જ છે —એટલો ફેર પડ્યો છે કે હવે માણસો હાથને બદલે યંત્રોનો ઉપયોગ કરે છે. આપણામાં જેટલો ભ્રાતૃભાવ નથી એટલી પાશવ હિંસક વૃત્તિ છે, અને જ્યાં સુધી આપણી સ્વાર્થવૃત્તિ ન જિતાય ત્યાં સુધી પશુઓ

કરતાં આપણે વધુ ભયંકર છીએ, કારણ કે આપણી નુકસાન કરવાની શક્તિ હજારોગણી વધી ગઈ છે. આપણે પરંપરાના ગુલામો છીએ એટલે આપણો આત્મા પણ રાંક છે. જ્યારે કોઈ સમાજ એવું માને કે પોતાની જડ માન્યતાઓ જ સાચી છે અને પોતાની સંસ્કૃતિ જ સર્વોચ્ચ છે, ત્યારે જ તેમાંની વ્યક્તિ તેને માટે પ્રાણ પાથરવા તૈયાર થાય છે. ધાર્મિક જુલમોનો ઇતિહાસ જોતાં જણાય છે કે બળમાં શ્રદ્ધા રાખવી એ જ એવા સમાજોનો મુખ્ય સિદ્ધાંત હોય છે. આવા સમાજમાં જો થોડા માણસો એ સમાજની ભૂમિકા કરતાં ઊંચે ચડે અને માને કે માનવજાતિનું અંતિમ ધ્યેય વિશ્વવ્યાપી પ્રેમરૂપ ઈશ્વરને પ્રગટ કરી શકે એવું વિશ્વકુટુંબ રચવાનું અને માણસ પોતાની મેળે જ સમસ્ત સમાજનું કલ્યાણ કરવા પ્રેરાય એવી ભાવના તેનામાં ઉત્પન્ન કરવાનું છે, અને તે અનુસાર તેઓ જો વિશ્વસમાજમાંથી બળને હાંકી કાઢવાની સૂચના કરે તો તેમને બળવાખોર અને પાખંડી ગણી કાઢવામાં આવે છે અને સમાજ તેમનો નાશ કરે છે. જેઓ બીકણ હોય છે તેમને તો દબડાવીને ઠેકાણે લાવી દેવામાં આવે છે, અને વિરોધીઓનો નાશ કરવામાં આવે છે. સમાજની આ અવસ્થા આર્થિક કે બૌદ્ધિક જંગલીપણાની કહેવાય, કારણ કે એ એશઆરામને જ સંસ્કૃતિ, રૂઢિને જ

નીતિ, ક્રિયાકાંડને જ ધર્મ તથા વેપાર, ચૂસણુ અને નવાં બજારો મેળવવાની પ્રવૃત્તિને જ રાજકારણુ માની બેસે છે.

જે સમાજ કેવળ જિંદગી અને શરીરમાં, શારીરિક અને આર્થિક અસ્તિત્વમાં, વૈજ્ઞાનિક અને હુન્નરની કુશળતા પ્રાપ્ત કરવામાં મશગૂલ હોય અને જેને ઉચ્ચ પ્રકારના માનસિક અને આધ્યાત્મિક માનવ આદર્શોની પડી ન હોય તે સમાજ વાસ્તવિક રીતે સુધરેલો — સંસ્કૃત ન કહેવાય. શરીર, મન અને આત્મા એ ત્રણે એક અવિભાજ્ય એકતાનાં ત્રણુ ભિન્ન ભિન્ન પાસાં છે. માનવસ્વભાવ એ એક સમગ્ર વસ્તુ છે, અને આ ત્રણે વસ્તુનું ઐક્ય સાધવું એ જ સંસ્કૃતિનું સાચું ધ્યેય છે. આ ત્રણુ અંગો વચ્ચે વિરોધ અને ઘર્ષણુ હોય એથી દુઃખ પામવાની જરૂર નથી, પણુ તે અંગો ઉપર વિજય મેળવી તેમનો પરસ્પર મેળ સાધવાની જરૂર છે. સંપૂર્ણુ માનવતા પ્રાપ્ત કરવા માટે શરીર સુંદર, મજબૂત અને તંદુરસ્ત હોય એ આવશ્યક છે, જિંદગી સારી થાય એ માટે આર્થિક અને સામાજિક વ્યવસ્થા પૂરતી સુસંગઠિત હોવી જોઈએ, પણુ એ વસ્તુઓ જ ચરમ ધ્યેય નથી. સત્ય-શિવ-સુંદરની ઉપાસના કરનાર અને કેવળ પાશવતાની પરિપૂર્ણુતાથી સંતોષ નહિ માનનાર માણુસ ઉત્પન્ન કરવા માટે વિશ્વે પુષ્કળ શ્રમ અને

દુઃખ વેઠ્યાં છે. અર્ધ સંસ્કૃત અને સંસ્કૃત માણસ વચ્ચે ભેદ જોવા જઈએ તો એટલો જ છે કે એક કેવળ પોતાની જાતને જ કેન્દ્ર બનાવીને રહેલો હોય છે, આત્મરક્ષણ, આત્મસમર્થન, અને આત્મસંતોષ જેવી પશુસુલભ લાગણીઓનું જ તેના ઉપર રાજ્ય ચાલતું હોય છે; જ્યારે બીજો આખા વિશ્વને કેન્દ્ર બનાવીને રહેલો હોય છે અને આખા વિશ્વના હિતમાં રત હોય છે. આપણી સ્વાર્થદૃષ્ટિ વિશ્વદૃષ્ટિ બની જાય, વિશ્વના ચિરંતન હેતુ સાથે આપણું જીવન સંકળાઈ જાય, ત્યારે જ આપણે સાચા માનવ બનીએ છીએ. આ સાધના બહુ મોંઘી હોય છે, પણ જ્યારે આપણો આખો સ્વભાવ વિશ્વહેતુ તરફ વળી જાય છે, ત્યારે એ ધૂંસરી સહેલી અને બોજો હળવો બની જાય છે. આજે જેમ માનવ જીવન અને માનવ લાગણીઓ તથા પાશવ જીવન અને પાશવ લાગણીઓ જુદી જ વસ્તુ છે, તેમ આજની આપણી જિંદગી અને લાગણીઓ તથા તે નવી જિંદગી અને લાગણીઓ પણ જુદી જ વસ્તુ બની જશે.*

---

* જો આપણે હિંદુ પરિભાષા વાપરીએ તો એમ કહી શકીએ કે જે સમાજ શરીર બળને પૂજે છે તે તામસ છે, જે સમાજ (શારીરિક, ભૌતિક અને આર્થિક) ભોગોને પ્રાધાન્ય આપે છે તે રાજસ છે, અને જે સમાજ આધ્યાત્મિક સ્વાતંત્ર્ય અને વિકાસને જીવનધ્યેય બનાવે છે, તે સાત્ત્વિક છે.

કોઈ પણ પ્રજા કોઈ પણ કાળે પૂર્ણપણે જંગલી કે પૂર્ણપણે સુધરેલી હોય એવો દાખલો માનવ ઇતિહાસમાં બન્યો નથી. કોઈ પણ પ્રજા પૂર્ણપણે જંગલી કે પૂર્ણપણે સુધરેલી છે જ નહિ. એવો એક પણ માનવસમાજ નથી જે પોતાના સામાજિક નીતિનિયમો, ધાર્મિક વિધિઓ અને સામાજિક રિવાજો ન ઊભા કરી શક્યો હોય. જેને સાચા–ખોટાનું ભાન ન હોય, જેને નીતિ અને કલાનો કક્કો પણ આવડતો ન હોય એવી કોઈ જાતિ હતી એવો પુરાવો મળવો મુશ્કેલ છે. સંસ્કૃતિ પણ જંગલી દશા જેટલી જ પ્રાચીન લાગે છે. આપણે એસ્કિમો, રેડ ઇન્ડિયન, બસુતો કે ફીજી દ્વીપના વતનીઓને જંગલી ગણીએ છીએ, તેનું કારણ માત્ર એટલું જ છે કે, સમાજની આપણી કલ્પનાને તેઓ પહોંચ્યા નથી અને તેમણે શાળાઓ અને ઇસ્પિતાલો, અદાલતો અને પોલીસ થાણાંઓ સ્થાપ્યાં નથી; આમ છતાં તેઓ પણ પ્રાચીનકાળના ગ્રીકો અને રોમનો તેમ જ આજના જમાનાના અંગ્રેજો કે જર્મનોની માફક જ પોતાની જીવનપદ્ધતિઓમાં, રિવાજોમાં, અને માન્યતાઓમાં ખાસ વિશેષતા દર્શાવે છે. તેમનું સમાજબંધારણ આપણા કરતાં ભિન્ન પ્રકારનું હોય, તેઓનું કુદરત વિષેનું જ્ઞાન સંકુચિત હોય, તેઓનાં હથિયાર અનઘડ જેવાં હોય,

એટલા જ ઉપરથી આપણે તેમને જંગલી કે અસંસ્કૃત ન કહી શકીએ. આજે પણ જે પ્રજાઓ રાજકીય બાબતોમાં પછાત છે તેમને આપણે અર્ધ જંગલી કે અર્ધ સુધરેલી કહેવા લલચાઈએ છીએ; કારણ કે આપણે એવું માની બેઠા છીએ કે સંસ્કૃતિની કસોટી રાજકીય બાબતમાં સફળતા મેળવવામાં, આર્થિક સમૃદ્ધિમાં અને માનવ પ્રાણીઓનો નાશ કરવાની કુશળતામાં રહેલી છે. જાપાને જ્યારે યુદ્ધ કરીને રશિયાને હરાવ્યું ત્યારે જ તે સુધરેલું ગણાતું થયું. જોકે એ હિસાબે તો સુંગ વંશને ઉથલાવી નાખનાર તાર્તારોને અને રોમન સામ્રાજ્યને રોળી નાખનાર જંગલી ધાડાંઓને પણ સંસ્કારી મનુષ્યના નમૂના તરીકે ગણવાં પડે.

જંગલીમાં જંગલી જાતોમાં પણ સુધારાની શરૂઆતનાં લક્ષણો જોવામાં આવે છે, અને આજની સુધરેલી પ્રજાઓમાં પુષ્કળ જંગલીપણું બાકી રહેલું નજરે પડે છે. આપણે હૂણ, ગોથ, વેંડલ અને ટર્કોમન લોકોને જંગલી ગણીએ છીએ, પણ ભવિષ્યમાં કોઈ આપણાથી વધુ વિકાસ પામેલી જાતિ આજની આપણી સંસ્કૃતિને આશ્ચર્ય અને ઘૃણાની નજરે ન જુએ, અને તેને અર્ધ જંગલી સમાજના વહેમો અને અત્યાચારો ગણી ન કાઢે, એવું આપણે ખાતરીપૂર્વક કહી શકતા નથી. આજે આપણે રોમન

લોકોની સાઠમારીઓને ધિક્કારીએ છીએ તેમ આપણા વંશજો આપણી સાઠમારીઓ, હરીફાઈઓ અને 'યુદ્ધ'ને નામે ઓળખાતા સુધરેલા કસાઈવેડાના આનંદને પણ ધિક્કારશે.

સંસ્કૃતિ તો આપણી અંદર રહેલી છે, આપણી નૈતિક ભાવનામાં રહેલી છે, આપણા ધાર્મિક ખ્યાલોમાં રહેલી છે, આપણી સામાજિક દૃષ્ટિમાં રહેલી છે. આપણે સ્ટીમર અને રેલવેનો, ટેલિફોનનો અને ટાઈપ-રાઈટરનો ઉપયોગ કરીએ છીએ એટલે કંઈ આપણે સુધરેલા ન કહેવાઈએ. કોઈ વાંદરને સાઇકલ પર બેસતાં, દારુ પીતાં અને ચુંગી તાણતાં શીખવ્યું હોય તોયે તે વાંદર જ રહેવાનો. હુન્નરની કુશળતાને અને નૈતિક વિકાસને બહુ ઓછો સંબંધ હોય છે. જોકે પ્રાચીન હિંદનું અને ગ્રીસનું તેમ જ મધ્યકાલીન ઈટલીનું વિજ્ઞાનનું જ્ઞાન અને યાંત્રિક યોજનાશક્તિ આપણા કરતાં બહુ જ ઓછાં હતાં, તોપણ તેઓને આધ્યાત્મિક બાબતમાં અને જીવનકલાની બાબતમાં આપણા કરતાં વધુ સાચી દૃષ્ટિ હતી એ વાતનો ઇનકાર થઈ શકે એમ નથી. નવી નવી વસ્તુઓની ઉગ્ર ભૂખને કે પૈસા માટેના હડકવાને જો આપણે સંસ્કૃતિ ન ગણતા હોઈએ તો આપણે હિંદ, ચીન, અને પ્રાચીન ગ્રીસ પાસે જીવનકલા સંબંધે ઘણી હિતકર વાતો શીખવા જેવી છે. એનો અર્થ

એ નથી કે એ લોકોમાં કંઈ ઊણપો નહોતી. ગ્રીસમાં નગરજનો આટઆટલા આરામ અને જ્ઞાનનો ઉપભોગ કરી શકતા હતા કારણ કે સમાજનાં આવશ્યક અને મહેનતનાં કામો કરનાર કારીગરો અને ગુલામોને એ વસ્તુઓથી વંચિત રાખવામાં આવ્યા હતા. હિંદુ સંસ્કૃતિએ સ્થાનિક રીતરિવાજો અને માન્યતાઓ તરફ સહિષ્ણુ વૃત્તિ રાખીને ધીમે ધીમે દેશની મૂળ વતની પ્રજાઓને પોતાનામાં સમાવી દીધી અને સુંદર સમન્વય સાધી આખી પ્રજાને એક દેહ જેવી બનાવી દીધી, છતાં તેણે પછાત વર્ગોની કેળવણીની ઉપેક્ષા જ કરી. હિંદુ આદર્શો ગમે એટલા ઉમદા હોય તોપણ તે સામાન્ય લોકસમૂહ સુધી પહોંચી શક્યા નહોતા. એકહથ્થુ સત્તાને લીધે માણસનો પૂર્ણ વિકાસ થતો અટકી ગયો; એટલે પાછળના વખતમાં આ ઉચ્ચ આદર્શોથી પ્રજા પતિત થઈ ગઈ હતી.

આધુનિક સંસ્કૃતિ આર્થિક જંગલીપણાની સ્થિતિમાં છે. આત્મા અને તેના વિકાસ કરતાં આ દુનિયા અને દુન્યવી સત્તાની તેને વધારે પડી છે. તે કહે છે કે વિશ્વનાં પ્રાથમિક અને અંતિમ તત્ત્વો આપણી જાણ બહાર છે, માટે જે પ્રત્યક્ષ બાબતો છે તેમાં જ ચિત્ત પરોવો. જીવનના બાહ્ય સ્વરૂપને પરિપૂર્ણ બનાવવા, પૃથ્વીની આર્થિક શક્યતાઓનો

પૂરેપૂરો લાભ ઉઠાવવા, ભૌતિક સુખનો બહોળો પ્રસાર કરવા અને કુદરતનાં બળો ઉપર કાબૂ મેળવવા માટે એ એક અનંત અને અધીરાઈભર્યો પ્રયત્ન છે. આજે આપણે જીવનક્રિયા અને પ્રકૃતિ ઉપર મનનું આધિપત્ય સ્થાપ્યું છે, પણ હજી મન, જીવનક્રિયા અને શરીર ઉપર આત્માનું આધિપત્ય સ્થાપવાનું બાકી જ છે. જીવનક્રિયા અને શરીર ઉપર કાબૂ મેળવવા માટે આપણે તેમની ક્રિયાઓ સમજી લીધી. પોતાના પ્રથમ વિજયોન્માદમાં વિજ્ઞાને તત્ત્વજ્ઞાનને બાજુએ હડસેલી મૂક્યું, વિચારને હસી કાઢયો, અને ધર્મને મારી નાખવામાં લગભગ સફળતા મેળવી. જોકે આજે આપણે આપણા પૂર્વજો કરતાં વધુ શિક્ષિત અને વિજ્ઞાનપરાયણ છીએ, તેમ છતાં આપણે તેમના કરતાં વધુ સહૃદય અને ઓછા ક્રૂર થયા છીએ એવું ન કહી શકાય. આપણી કેળવણીએ આપણને બૌદ્ધિક બંધનોમાંથી મુક્ત નથી કર્યા. એ કેવળ આપણા મનને ઉત્તેજે છે એટલું જ, તેને તૃપ્ત નથી કરતી. આપણે કાવ્યો વાંચીએ છીએ, ઢગલાબંધ નવલકથાઓ વાંચી જઈએ છીએ, સિનેમા જોઈએ છીએ અને માનીએ છીએ કે આપણે સંસ્કારી છીએ. આપણે બુદ્ધિપ્રધાન હોવાનો કેવળ ઢોંગ કરીએ છીએ. આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ આપણી સહજ વૃત્તિઓનું સમર્થન કરવામાં

જ કરીએ છીએ. આપણે જે કરવું હોય છે, તેને માટે આપણે બહાનાં શોધી કાઢીએ છીએ, અને જે વાત માનવી હોય છે, તેને માટે દલીલો આપીએ છીએ. 'ભલું કરતા ફરવા'માં આપણને ભારે શ્રદ્ધા છે. જોકે એમાં 'ભલું કરવા' કરતાં 'ફરવાનું' જ વિશેષ હોય છે. આપણે બાહ્ય જીવન જ જીવીએ છીએ, આદર્શોથી અસ્પૃષ્ટ છીએ, અને શિસ્ત આપણે જાણુતા નથી, તોયે માનવજાતના આદર્શ વિષે મોટી મોટી વાતો કરતા ફરીએ છીએ, અને પ્રચલિત સુભાષિતોનો છૂટથી ઉપયોગ કરીએ છીએ. પહેલાના જમાનામાં એવા મૂર્ખ, લાગણીપ્રધાન, ધૂની માણસો હતા જેઓ કોઈક પ્રસંગે ભારેમાં ભારે વીરત્વ બતાવતા, પણ મોટે ભાગે તો ન માની શકાય એવી ક્રૂરતા જ આચરતા; તેમનામાં અને આપણામાં ઝાઝો ફેર નથી. માણુસમાં રહેલી ઝઘડો કરવાની પાશવ વૃત્તિ હજી નિયંત્રિત થઈ નથી. આર્થિક બાબતોમાં વિજયી નીવડવું એ જ આપણું ઊંચામાં ઊંચું ધ્યેય છે. આપણાં બધાંય યુદ્ધોનું કારણ આર્થિક જ હોય છે. અર્થ એ જ આપણો ધર્મ થઈ પડચો છે. સામ્રાજ્ય એ પણ મોટો વેપાર જ છે. વેપાર વધારવા માટે, મુલક વિસ્તારવા માટે, અને સંસ્થાનો કબજે કરવા માટે આપણે યુદ્ધે ચડીએ છીએ. વેપાર-વણજને અર્થે આપણે આપણા બૌદ્ધિક સ્વાતંત્ર્યને

જતું કરીએ છીએ, કારણ કે આપણને બીક રહે છે કે રખેને એ શંકા પેદા કરે. આપણે આપણી સહાનુભૂતિની લાગણીને પણ જતી કરીએ છીએ, કારણ કે આપણને બીક હોય છે કે મજૂરવર્ગને ચૂસવામાં અને પછાત પ્રજાઓ ઉપર રાજ્ય ચલાવવામાં રખેને એ આડે આવે. આપણે આપણી કલ્પના-શક્તિનો પણ ભોગ આપીએ છીએ, કારણ કે રખેને એ આપણી દૃઢતામાં વિઘ્ન નાખે. આપણી સંસ્કૃતિ એ જયિષ્ણુ સંસ્કૃતિ છે. એનો પાયો વ્યક્તિઓ અને પ્રજાઓની હરીફાઈ ઉપર, યુદ્ધના ગૌરવ ઉપર અને વિજયના આનંદ ઉપર રચાયો છે; વેગ અને સાહસ, હિંમત અને ઉત્તેજના, આતુર પ્રવૃત્તિ અને માથાતૂટ ધાંધલ — એ બધાંના મિશ્રણમાંથી એ જન્મેલી છે. પણ એની વાસના પૂરી કરી શકાય એવી નથી, અને એને કદી સંતોષ થવાનો જ નથી.

યંત્રને લીધે ઝડપનું, જથાનું અને એકધોરણ સાચવવાનું મહત્ત્વ તેમ જ ભૌતિક બાબતોમાં જ તલ્લીન રહેવાની વૃત્તિ ખૂબ વધી ગયાં છે અને પરિણામે આધ્યાત્મિક નઠોરતા જન્મી છે. આપણે આંતર એકરાગ ખોઈ બેઠા છીએ અને સર્વત્ર માનસિક અરાજક પ્રવર્તે છે. મોઢેથી તો આપણે સ્વાતંત્ર્ય અને સૌંદર્ય તથા પ્રેમ અને સદાચારથી પૂર્ણ એવા સાચા મનુષ્યજીવનનો આધ્યાત્મિક

આદર્શ સેવીએ છીએ એમ કહીએ છીએ, પરંતુ વસ્તુતાએ તો મૂઢપણે શરીર, અને તેની પ્રાથમિક જરૂરિયાતો અને વૃત્તિઓને જ વળગી રહીએ છીએ, ઇંદ્રિયો અને લાગણીઓ રાચે એવું હલકું માનસિક જીવન જીવીએ છીએ, અને કેવળ સ્થૂળ ઉપયોગિતા-વાદની નજરે જરૂરી લાગે એટલા જ નીતિનિયમો આચરીએ છીએ. આજે પણ આપણામાં સ્થૂળ શારીરિક જંગલીપણું છેક જ નથી એમ નથી. શરીર વિષેની આપણી નવી લાગણી દ્વારા અને 'પવિત્ર કામવાસના,' 'દૈવી અગ્નિ,' 'ભૂગર્ભસ્થ મંદિર,' કુદરતના સાન્નિધ્યમાં રહેતો 'ઉમદા જંગલી' 'ભૌતિક જગતનો અવાજ' વગેરે નામે ઓળખાતી વસ્તુની આપણે જે કદર કરીએ છીએ તે દ્વારા આપણું એ જંગલીપણું જ પ્રગટ થાય છે. સાહજિક વૃત્તિઓને પવિત્ર માનવામાં આવે છે, અને વિચાર-હીનતા પૂજ્ય ગણાય છે.

જગત કાંઈ અંધ અકસ્માત–પરંપરા નથી. ઇતિહાસમાં પણ કંઈક નિયમ પ્રવર્તે છે. લૉર્ડ ઍક્ટન આપણને ચેતવે છે કે "પહેલાં ત્રણ હજાર વર્ષોને બાદ રાખી છેલ્લાં ચારસો વર્ષનું નિરીક્ષણ કરી તેના ઉપર આપણે તત્ત્વજ્ઞાનનો પાયો નહિ રચી શકીએ" ('ધ સ્ટડી ઑવ હિસ્ટરી'). ભૂતકાળમાં સંસ્કૃતિઓનો નાશ શી રીતે થયો હતો તેનો જો

આપણે વિચાર કરીએ, તો આપણને માલૂમ પડે કે જે જે સંસ્કૃતિઓએ રાજકારણમાં, રાષ્ટ્રપૂજામાં, અને પરસ્પર વિનાશ કરવામાં પોતાની શક્તિ ખરચી તે તે સંસ્કૃતિઓ આંતર કે બાહ્ય કારણે વિનાશ પામી. પશ્ચિમ યુરોપ પથ્થર–યુગમાંથી[૧૪] ભાગ્યે જ બહાર આવ્યું હશે તેની પણ બહુ પહેલાં ઇજિપ્ત, બૅબિલોન, ઍસીરિયા, ક્રીટ, અને ખાલ્ડિયાની સંસ્કૃતિઓ ખૂબ ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલી હતી. જો આપણે માનવ ઇતિહાસનાં છેલ્લાં છ હજાર વર્ષોનો જ વિચાર કરીએ અને દર સો વરસને ઘડિયાળની એક મિનિટ માનીએ, તો બરાબર બાર વાગ્યે ઇજિપ્ત અને બૅબિલોનની આણ વર્તતી માલૂમ પડશે. બારને પાંચે ક્રીટ આગળ આવેલું હશે. બારને દસે ઍસીરિયા, અને બારને પંદરે ખાલ્ડિયા. ચીન અને હિંદની સંસ્કૃતિઓને યુરોપના લોકો જેટલી પુરાણી માને છે તેટલી જ આપણે માની લઈએ, તો ચીન, હિંદ અને મીડિયા બારને વીસે આગળ આવે છે. બારને પચીસે ઇરાન આગળ આવે છે, સાડાબારે આપણે ગ્રીસમાં પહોંચી જઈએ છીએ. બારને પાંત્રીસે સિકંદર પૃથ્વીનાં કેટલાંક મહારાજ્યોનો નાશ કરી રહ્યો હોય છે, અને બારને પીસ્તળીસે આજની પ્રબળ યુરોપિયન પ્રજાઓનો આરંભ થતો જણાય છે. આ પછીની દસ મિનિટમાં

મિનિટે મિનિટે કોઈ રાજ્ય કે મહારાજ્ય અલોપ થાય છે અને તેને બદલે નવું આવે છે. એકમાં થોડી સેકંડ બાકી રહી ત્યાં મહાન વિગ્રહ થયો. એશિયાઈ સંસ્કૃતિઓ ટકી રહી છે, એ બતાવે છે કે માનવ અને આધ્યાત્મિક ગુણોમાં કેટલી જીવનશક્તિ રહેલી છે. એ સંસ્કૃતિઓએ પણ યુદ્ધો ખેલ્યાં હતાં, ત્યાં પણ લડાયક રાજાઓ થઈ ગયા હતા, પણ યુરોપના લોકો યુદ્ધને આજેય જે ગૌરવ અર્પે છે, તેવું ગૌરવ અર્પવાનો તેમણે સાફ ઇનકાર કર્યો હતો— કારણ તેમનામાં ઉચ્ચ જીવન પ્રત્યે પ્રીતિ હતી. એસીરિયામાં વધુ ને વધુ પ્રાપ્ત કરવાની, લશ્કરી શક્તિ દ્વારા આખા જગતને જેર કરવાની તીવ્ર અ વિનાશક ભૂખ હતી, અને આ અતિશયતાને લીધે તેના ભુક્કા ઊડી ગયા. સતત યુદ્ધને લીધે પ્રાચીન ગ્રીસનો અંત આવ્યો. રોમે જ્યારે તે કાળમાં જાણીતી સમગ્ર દુનિયા જીતી લીધી અને પૂર્વથી તે પાશ્ચમ સુધી બધેથી બિનરોકટોક ખંડણી ઉઘરાવવા માંડી, ત્યારે તેણે સમસ્ત જગત તો મેળવ્યું પણ પોતાનો આત્મા ખોયો. રોમના એશ-આરામના મધ્યાહ્ન તપતા હતા ત્યારે લગ્ન સંબંધે જે બેજવાબદારી પ્રવર્તતી હતી અને જેને લીધે તેના પતનની શરૂઆત થઈ, તે ભયંકર હતી. તેવીસમી સ્ત્રી અને એકવીસમો પતિ કરનાર પુરુષ

અને સ્ત્રીનાં લગ્ન થયાની નોંધ મળી આવે છે. જાણે રાચરચીલાંનો બદલો કરતાં હોય તેમ લગ્નો થતાં, ભાંગતાં અને ફરી થતાં હતાં. રોમના વિચારકોએ તેને તેની આધ્યાત્મિક કંગાલિયત વિષે ચેતાવ્યું હતું. ઇતિહાસકાર લિવીએ કહ્યું હતું,— "આપણે આપણા દુર્ગુણોને કે તેના ઉપાયોને પણ સહી શકતા નથી." ટેસિટસે નિરાશામાં ડૂબેલા તે જગતનું સુરેખ ચિત્ર દોર્યું હતું. જુવેનલે તીખા કટાક્ષ દ્વારા તેની પુષ્કળ વગોવણી કરી, પણ તે સમાજે પોતાના અંતરના અવાજને કાન ન દીધા અને રોમનું ભવ્ય ગૌરવ નાશ પામ્યું. સમસ્ત ભૂગોળ ઉપર પોતાની આણ વર્તાવવાના તેના લોભને લીધે સામ્રાજ્યોનાં સામ્રાજ્યો નાશ પામી ગયાં, અને તેની આધ્યાત્મિક નાદારીને લીધે સંસ્કૃતિની સંસ્કૃતિઓનાં અધઃપતન થયાં. હિન્દુઓના વિષ્ણુપુરાણના લેખકે કહ્યું છે કે જ્યારે સમાજમાં સંપત્તિને જ પ્રતિષ્ઠા મળે, ધન એ જ એક ધર્મનું સાધન ગણાય, વિષયવાસના એ જ દંપતી સંબંધનો હેતુ ગણાય, અસત્ય એ જ વિજયનું સાધન ગણાય, સ્ત્રી એ જ માત્ર ઉપભોગનું સાધન ગણાય, જનોઈ એ જ બ્રાહ્મણત્વનું લક્ષણ ગણાય, અને બાહ્ય ચિહ્નો એ જ આશ્રમનાં લક્ષણ ગણાય, ત્યારે માનવું કે કલ્કી અવતાર થવાનો

સમય આવી લાગ્યો છે.* જો આજનો ગ્રામ્ય અને જંગલી આદર્શ લાંબો કાળ ટકી રહેશે તો આપણું જીવન રૂંધાઈ જશે અને સંસ્કૃતિ પોતાના ભારથી જ નાશ પામશે. હકીકત સ્પષ્ટ છે, અને ઇતિહાસના નિયમો દયાહીન હોય છે. તે આપણે માટે પસંદગી કરવાનું રહેવા જ નથી દેતા. જેઓ તલવાર ઉપાડે છે તેઓનો તલવારથી જ નાશ થાય છે. કોઈ પણ સંસ્કૃતિનો વિજય થાય છે, તે તેના શારીરિક બળને લીધે નહિ, પણ આધ્યાત્મિક બળને લીધે થાય છે. જ્યારે કોઈ સંસ્કૃતિ પડે છે, ત્યારે તેનામાં આધ્યાત્મિક વીર્ય અને બળ નથી રહ્યાં હોતાં એટલે તે પડે છે. જ્યાં સુધી આપણે તલવાર ઉપર જ શ્રદ્ધા રાખીશું અને આત્મબળથી શાસન કરવામાં નિષ્ફળ નીવડીશું, ત્યાં સુધી આપણું ભાવિ અંધકારમય જ રહેવાનું. જે સમાજ માત્ર સંગ્રહમાં જ સમજે છે, જેનો પાયો હરીફાઈ ઉપર રચાયેલો છે, કોઈ પણ ઝઘડો ઊભો થતાં જ્યાં બળને જ ન્યાયાધીશ નીમવામાં આવે છે, જ્યાં વિચાર માત્ર ઉપરછલા જ હોય છે, કલા કેવળ વેવલી હોય છે, અને નીતિ શિથિલ હોય છે, તે સમાજમાં સાત્ત્વિક નહિ પણ

* अर्थ एव अभिजनहेतुः, धनमेवाशेषधर्महेतुः, अभिरुचिरेव दाम्पत्यसंबंधहेतुः, अनृतमेव व्यवहारजयहेतुः, स्त्रीत्वमेव उपभोगहेतुः, ब्रह्मसूत्रमेव विप्रत्वहेतुः, लिंगधारणमेव आश्रमहेतुः । (४, २४, २१)

રાજસ સંસ્કૃતિ પ્રવર્તે છે એમ કહેવાય, અને એટલે જ તે ટકી શકતી નથી. વિનાશને માર્ગે ધસી જતી દુનિયાને કેવળ આધ્યાત્મિક પુનર્ઘટના જ બચાવી શકે. પેગંબરના શબ્દો આપણને યાદ આવે છે: "પાછા ફરો, પાછા ફરો, શા માટે મરો છો?" "માનવજાત ઇતિહાસમાંથી કશું જ શીખતી નથી એટલું જ આપણે ઇતિહાસમાંથી શીખીએ છીએ"—હેગલનાં એ વચનને આપણે ખોટું પાડીશું કે તેનું સમર્થન કરીશું? સંસ્કૃતિનું—નહિ, માનવજાતનું—ભાવિ આજે ભયમાં છે; પણ હજી આપણે એને ઘડી શકીએ એમ છીએ. જગતને માનવજાત માટે સલામત બનાવવું એ આપણું કર્તવ્ય છે.

નિરાશ થવાની કાંઈ જરૂર નથી. આપણે હજી હમણાં જ આ પૃથ્વી ઉપર આવ્યા છીએ. આપણે હજી અર્ધસંસ્કૃત હોઈએ તો તેમાં નવાઈ પામવા જેવું નથી. હજી આપણી પાસે પુષ્કળ સમય પડ્યો છે. ખગોળવેત્તાઓ કહે છે કે હજી કરોડ વરસ પહેલાં આ પૃથ્વી માણસના વાસ માટે અયોગ્ય થઈ પડે અથવા સૂરજ તપતો અટકી જાય એવો સંભવ નથી. જો આપણે કેવળ શારીરિક અને યાંત્રિક બાબતોમાં જ નહિ, પણ માનસિક અને આધ્યાત્મિક બાબતોમાં પણ પ્રગતિ કરતા રહીએ, તો માનવજાતનું ભાવિ સાચે જ ભવ્ય છે. આજની ઊથલપાથલમાંથી

જગતનું કલ્યાણ જ થવાનું છે, એવી આશા રાખવ
જેટલો હું આશાવાદી છું. આપણી સંસ્કૃતિ અ
તેનાં અંગોનું નિખાલસ પૃથક્કરણ અને સ્પષ્ટ વિવેચ
કોઈ પણ જાતના સુધારા માટે આવશ્યક છે. જ
રૂઢિવાદને ઢંઢોળવામાં આવે, પ્રણાલીનો વિરો
કરવામાં આવે, અને જેઓ વિકાસ પામતા મગજ
ભૂતકાળની બેડીઓ દ્વારા જકડવા માગે છે તેમન
સામે પોકાર ઉઠાવવામાં આવે, એ આવકારપાત્ર છે
કારણ, કોઈ પણ પ્રકારના સુધારા થાય એ પહેલાં ભૂ
પ્રામાણિકપણે સ્વીકારવી જ જોઈએ. જોકે ભવિષ્યમ
બહુ દૂર નજર નાખી શકે એવું તો કોઈ નથી
છતાં આપણને જેટલું સૂઝે એટલે સુધી તો આપણે
આપણા દીર્ઘ પ્રવાસનાં પ્રથમ પગલાં આંકી શકીએ

## ૪

# પુનર્ઘટના

### ધર્મ

જ્યારે ધાર્મિક પુનર્ઘટના કરવાનો કોઈ મહાન પ્રયત્ન થાય છે, ત્યારે પહેલાં સંશયવાદનું પ્રચંડ મોજું આવે છે. રૂઢિઓ તૂટી જાય છે, એટલે નવી શ્રદ્ધાના ઉત્થાન માટે ભૂમિકા તૈયાર થતી જાય છે. બધીય વસ્તુઓને હચમચાવી નાખવામાં આવે છે, જેથી ન હચમચી શકે એવી વસ્તુઓ પ્રકાશમાં આવે છે. ધર્મને ટીકાના ક્ષેત્રની બહાર રાખવાનો પ્રયત્ન વૃથા છે. મનને મારવાથી આપણે તેને સુધારી શકતા નથી. યંત્રવત્ રૂઢિચુસ્તતા કે ખાલી નાસ્તિવાદ એ બેમાંથી એકેનું ભવિષ્ય ઊજળું નથી. આપણે ધર્મ વિના ચલાવી શકીએ એમ છે જ નહિ. અદૃષ્ટ સત્ય સાથે સમાધાન કરવાની તીવ્ર આકાંક્ષા માનવ આત્મામાં રહેલી જ છે. જ્યાં

સુધી માણસ માણસ રહ્યો છે અને આશા અને આકાંક્ષા સેવ્યા કરે છે, તથા જીવનના હેતુ અને તેની જવાબદારીઓ વિષે વિચાર કરે છે, ત્યાં સુધી ધર્મનો નાશ થવાની બીક નથી. પ્રશ્ન એની સુધારણા પૂરતો જ છે. આધુનિક જ્ઞાન અને વિવેચના સાથે બંધ બેસે એ રીતે આપણે સાર્વત્રિક સત્યોનાં નવેસર વિધાન કરવાની જરૂર છે. એક બાજુએ રૂઢિના જુલમો ઉપર વિજય મેળવવાનું અને બીજી બાજુએ વિચ્છેદક વ્યક્તિવાદને લીધે નીપજતા અરાજકને ટાળવાનું બેવડું કામ આપણે કરવાનું છે.

ભૌતિક સૃષ્ટિની કાર્ય-કારણ પરંપરામાં સૌથી પ્રથમ અમુક કારણ છે એમ કારણવાદ સિદ્ધ કરવા જાય, તો આપણે તેની સત્યતા વિષે વાંધો ઉઠાવીએ; પરંતુ તે જો એટલું જ કહે કે તર્કની દૃષ્ટિએ અસ્તિત્વનો કંઈ હેતુ હોવો જોઈએ, અથવા જગતની પાછળ તેને ટકાવી રાખનાર કોઈ આધારભૂત પ્રાથમિક તત્ત્વ હોવું જોઈએ, તો તેની સામે વાંધો લેવા જેવું ઝાઝું રહે નહિ. ચશ્માં પહેરવા કામ આવે માટે નાક બનાવેલું છે, એવું કહેનાર યોજનાવાદીની વોલ્ટેરે મશ્કરી કરી છે, અને એ રૂપમાં તો એ વાદ બેહૂદો જ છે; પરંતુ જો એ વાદ એવું કહેતો હોય કે વિશ્વની વ્યવસ્થા અને ગતિ જોતાં તો એવું લાગે છે

કે એની પાછળ કોઈ યોજના અને હેતુ રહેલાં છે, વિશ્વ કેવળ અકસ્માત-પરંપરા નથી, તો તે જરૂર વિચારને પાત્ર ઠરે છે. વિજ્ઞાનની વિશ્વ તરફ જોવાની દૃષ્ટિ નિરીશ્વરવાદી છે, એવું નથી. ખરું જોતાં વિજ્ઞાનને વિશ્વના અસ્તિત્વ સંબંધીના મૂળગત પ્રશ્નો કે તેના મૂળ કારણ સાથે ઝાઝી લેવાદેવા જ નથી. એ જીવનની થોડી વસ્તુઓનો ખુલાસો કરવા પ્રયત્ન કરે છે અને બાકીની વસ્તુઓને ધર્મ અને તત્ત્વજ્ઞાન જેવી બીજી વિદ્યાઓ માટે રાખી મૂકે છે. વિશ્વ વિષે જો સરખા જ સંભવિત અને તર્કશુદ્ધ એવા બે ખુલાસા મળી આવતા હોય તો જે ખુલાસો માનવ શક્તિના વધુમાં વધુ વિકાસને અનુકૂળ હોય તેને ન સ્વીકારવાનું કશું જ કારણ નથી. જો આપણે વિજ્ઞાનની દૃષ્ટિ અને તેણે કરેલી શોધોને વફાદાર રહીએ તો આપણે એમ જ માનવું પડે કે વિશ્વપ્રક્રિયાની પાછળ કોઈ આધ્યાત્મિક તત્ત્વ રહેલું છે, જેને આપણે પકડી શકતા નથી અને જેની આપણે વ્યાખ્યા બાંધી શકતા નથી. જડ પરમાણુઓમાં જીવનતત્ત્વ ઉમેરાયું, અને પછી ક્રમે ક્રમે તેમાં મન, બુદ્ધિ, અને આત્મા જેવા ગુણો પ્રગટ થયા, એ બતાવે છે કે અનેક વાર અવનતિ થઈ, વિકાસ રૂંધાયો, ક્રૂર અથડામણો થઈ અને મૂઢ ભૂલો થઈ, છતાં વિશ્વ સ્થિર પગલે પ્રગતિ જ કરી રહ્યું છે.

શરીરનો વિકાસ સદા સંપૂર્ણતા તરફ જ થતો રહ્યો છે. માનસિક જીવનનો સુધારો, સામાજિક ભાવનાનો વિકાસ, દુઃખની સંવેદના, જુદા જુદા અંગોનો એક-રાગ વગેરે જે જે ગુણોને આપણે મહત્ત્વના ગણીએ છીએ તેમાં રોજ રોજ વધારો થઈ રહ્યો છે. પ્રકૃતિની રગમાં જ નૈતિક વલણ રહેલું હોય, એમ લાગે છે. વ્હાઈટહેડ અને ટોમ્સન, ઑલિવર લૉજ અને લૉઈડ મૉર્ગન જેવા વૈજ્ઞાનિક તત્ત્વવેત્તાઓનાં લખાણો ઉપરથી જણાય છે કે વિશ્વપ્રક્રિયાનો આવો આધ્યાત્મિક ખુલાસો કેવળ લાગણી કે કલ્પના નથી.

પરંતુ, જે અજ્ઞાત અને શાશ્વત તત્ત્વને માટે આપણે આજ સુધી આંધળાની પેઠે ફંફોસતા હતા, તેને વિષે વિજ્ઞાને આપણને નવી જ દૃષ્ટિ આપી છે. અલબત્ત, વિજ્ઞાને જૂના અનુભવોને ઉથલાવી નથી પાડ્યા, પણ તેણે જૂની મતાંધતાને હચમચાવી નાખી છે. વિશ્વપ્રક્રિયા પાછળ કોઈ આધ્યાત્મિક તત્ત્વ રહેલું છે, એ વાતને એ પ્રસ્થાપિત કરે છે, છતાં, માણસે ઊભી કરેલી ઈશ્વરની અનેક મૂર્તિઓને એણે ભાંગી નાખી છે. એ અનંત તત્ત્વની આકાશમાં બેઠેલા કોઈ દેવતા તરીકે, કે માટીનાં વાસણ બનાવતા કુંભાર તરીકે, અથવા આડે માર્ગે ગયેલા પુત્રના પાછા ફરવાથી આનંદ પામતા પિતા તરીકે કલ્પના કરવાની નથી. એ તો આપણા પોતામાં

અને બીજી બધીય વસ્તુઓમાં પ્રગટ થતું વિશ્વવ્યાપી જીવનતત્ત્વ છે. એ તત્ત્વ વિશ્વમાં સર્વતઃ વ્યાપીને તેને પોષી રહેલું છે, છતાં તેનાથી અત્યંત પર છે. સાગરમાં જેમ ક્ષાર અને પુષ્પમાં જેમ સુગંધ વસે છે, એમ તે વિશ્વમાં વસે છે. તે સુપ્રતિષ્ઠિત નિયમો દ્વારા કાર્ય કરે છે. એ નિયમોનો અમલ કોઈ પણ વ્યક્તિને માટે મુલતવી રહેતો નથી. એ નિયમનો આપણે ભંગ કર્યો તો કોઈ પણ દૈવી પુરુષ સુદ્ધાં આપણને બચાવી શકતો નથી. નિયમભંગ માટે કદી માફી મળતી જ નથી. એક પણ શબ્દ પાછો ખેંચી શકાતો નથી, એક પણ પગલું પાછું ભરી શકાતું નથી. ભાવિ ગમે એટલું સ્વતંત્ર હોય, પણ ભૂત તો નિર્ધારિત જ છે.

એ પરમ તત્ત્વ માનવચિત્ત સમક્ષ ભિન્ન ભિન્ન રૂપે પ્રગટ થાય છે. હિંદુઓની ઈશ્વરવાદ અને અનેકદેવવાદની મૂંઝવી નાખે તેવી વિવિધતા, બૌદ્ધોની અવૈયક્તિક નિયમ અને વૈયક્તિક ઉદ્ધારકની કલ્પનાના ભેદો[૧૫], ગ્રીક અને રોમન લોકોની અનેક દેવદેવીઓની કલ્પના, હિબ્રૂ લોકોની કડક ન્યાય તોળનાર ઈશ્વર વિષેની માન્યતા, કેથલિક ખ્રિસ્તીઓની દૂર રહેલા વૈયક્તિક ઈશ્વરની અને તેનાથી વધુ નજીક એવા મેડોનાથી માંડીને સંરક્ષક સંતો સુધીના ઉપદેવોની કલ્પના[૧૬], પ્રોટેસ્ટન્ટ

ખ્રિસ્તીઓની વૈયક્તિક ઈશ્વરની કલ્પના, અને મુસલમાનોનો એક જ અદ્વિતીય ઈશ્વરનો સિદ્ધાંત — એ બધા જીવ વ્યક્તિ કરતાં ઉચ્ચતર, શુભતર અને બળવત્તર એવાં અદૃશ્ય તત્ત્વના મનુષ્ય સાથેના સંબંધને સમજવાના વિવિધ માર્ગો છે. આપણે જો માનવ પ્રકૃતિની ભિન્નતા સ્વીકારી લઈએ તો માનવ પ્રકૃતિને ઈશ્વર આ બધી ભિન્ન ભિન્ન રીતે અસર કરે છે, અને એ બધી માન્યતાઓને એક કરી નાખવી વ્યર્થ છે, એ સમજવું સહેલું થઈ પડશે. આ બધી ભિન્ન ભિન્ન માન્યતાઓના મૂળમાં જેની વ્યાખ્યા થઈ નથી અને થવાની નથી એવા પરમ તત્ત્વની જ કલ્પના રહેલી છે.

ધર્મની ભિન્નતાને ઘણી વાર ઝઘડાનું નિમિત્ત બનાવવામાં આવે છે, અને આખી માનવજાત માટે એક સર્વસામાન્ય ધર્મ ઊભો કરવાના પ્રયત્નોએ પણ જગતમાં ઓછી અશાંતિ અને દુઃખ પેદા નથી કર્યાં. પોતાનો મત બીજા ઉપર લાદવાની લત સ્વાર્થી પ્રકૃતિને સ્વાભાવિક હોય છે. આપણને જ સત્યનો ઇજારો મળેલો છે, અને વિશ્વના હેતુને આપણે જે રીતે સમજ્યા છીએ એ જ ખરી છે, એ માનવું એ અહંકારમાંથી જન્મેલો ભ્રમ છે. પ્રત્યેક ધર્મ તે તે પ્રજાના આત્માને, તેના અસ્તિત્વના આંતર નિયમોને અને તેની મહત્ત્વાકાંક્ષાને વ્યક્ત કરે છે. દરેક

સમૂહ પોતામાં રહેલા દૈવી અંશનો વિકાસ સાધી રહ્યો છે. જ્યારે એક સમૂહ બીજાઓના સંસર્ગમાં આવે છે ત્યારે તે તેમના ખ્યાલોને બદલી નાખે છે, અને પોતાના પ્રભાવથી કંઈક નવું જ ઉપજાવે છે. બીજાએ પ્રાપ્ત કરેલી વસ્તુનું પુનરાવર્તન કરવા કરતાં આપણે બીજા પાસેથી જે કાંઈ લઈએ તેનું રૂપાંતર કરી લેવું એ વધારે સારું છે. આખી માનવજાત માટે એક જ ધર્મ સ્થાપવામાં આવે તો દુનિયાની આધ્યાત્મિક સમૃદ્ધિને ભારે ખોટ લાગે. જો આપણે માનવ મનને વંધ્ય થતું અને માનવ આત્માને બંધિયાર થઈ જતો અટકાવવા માગતા હોઈએ તો ભૂતકાળથી ચાલતા આવેલા એક પણ ધર્મનો આપણે ઇનકાર કે અસ્વીકાર ન કરવો જોઈએ. "જે જે ઈશ્વરના ભાવથી પ્રેરાય છે તે બધાય ઈશ્વરના પુત્રો છે."

આધ્યાત્મિક બાબતોમાં દરેકે પોતપોતાના અંતઃકરણને અનુસરવું જોઈએ. સ્વતંત્રતા સ્વીકારવી એટલે જ ભૂલોનું જોખમ વહોરવું; પણ એ ભૂલો જાતે કરેલી હોય છે એટલે તે દુઃખદ હોવા છતાં સત્યની શોધ માટેના પ્રયત્ન તરીકે નકામી નથી હોતી. ગંભીર પ્રશ્નો ઉપર સતત ચિંતન કરવાના ચાલુ પ્રયત્ન દ્વારા તે ભૂલો સુધારી શકાય.

ભાવિ ધર્મ એટલો વિશાળ હોવો જોઈશે કે તેમાં ધર્મભાવનાવાળાં બધાંય માણસોનો સમાવેશ

થઈ શકે, અને તેઓને વિચાર અને ધાર્મિ
માન્યતાઓ વિષે પૂરેપૂરી છૂટ રહે. ધર્મ એ ક
વિશ્વાતીત વસ્તુ વિષેનો સિદ્ધાંત નથી પણ એ
અંતરાત્માની વૃત્તિ અને મનનો સ્વભાવ છે.

આપણી શાસ્ત્રીય માન્યતાઓ અને સિદ્ધાં
ઉપરથી નહિ, પણ આપણું જીવન અને ચારિ
ઉપરથી જ આપણું મૂલ્ય અંકાવાનું છે. ગમે
ધર્મના હોય પણ ધર્મપ્રાણ માણસોની દૃષ્ટિ અ
વૃત્તિ એક જ હોય છે. ભાવિના આઘાતોથી ચળી
જાય એવી શાંતિ તેઓમાં હોય છે. ભારેમાં ભ
આપત્તિમાં પણ અજેય રહી શકે એવી આત્મા
મહાનુભાવતા એ જ આધ્યાત્મિકતાનો સાર છે. જેઓ
આત્મા બળવાન હોય છે તેઓ, પોતે જીતેલા વિ
કરતાં ઉચ્ચતર હોય છે. ગોળીઓની ઝડી ન
ઊભા રહીને પણ તેઓ સત્ય ઉચ્ચારી શકે છે, અ
તેઓને શબ્દશઃ ક્રૂસ ઉપર ચડાવવામાં આવે તો
તેઓ વેર વાળવા ઝંખતા નથી. તેઓની દૃષ્ટિ એટ
ઉદાર હોય છે કે બધીય જાતની મમતા કે સ્વા
તેમને નકામાં અને મૂઢતાભર્યાં લાગે છે. બેહિસા
ત્યાગ અને બદલાની આશા વિનાનું આત્મસમર્પ
એ જ તેમનું રોજનું જીવન બની જાય છે. તેમ
નિઃસ્વાર્થ વીરત્વને અને ગાંભીર્યને આપણામાંના ઘણ
ખરા માનવ સ્વભાવ માટે અસાધ્ય ગણીને ક

નાખીએ છીએ, અથવા બહુ બહુ તો એમ માનીએ છીએ કે એ બધું ગેલિલીના માછીઓ જેવા હારી બેઠેલા લોકોને[૧૭] કે હિંદુસ્તાનના લોકો જેવા નબળા મનના માણસોને સમાધાન મેળવવા આદર્શ તરીકે સારું છે, પણ એને પહોંચી શકાય એમ નથી. પરંતુ, પ્રત્યેક ધર્મે ખડતલ જીવન અને આત્મનિગ્રહને મહત્ત્વ આપેલું છે. ધર્મ એટલે માત્ર શિષ્ટાચાર નહિ. જે જે સમાધાનો માણસ સહેલાઈથી મેળવી લે છે, તે બધાં ખરું જોતાં ધર્મમૂલક નથી હોતાં. નિરંતર એશઆરામ પાછળ મંડયા રહેવું એનું નામ જીવન, એમ માનવું એ અધાર્મિકતાની પરાકાષ્ઠા છે. દુઃખ એ જીવનમાં અકસ્માત્ આવી પડેલી વસ્તુ નથી, પણ એ જ જીવનનું કેન્દ્ર છે. દુઃખ અને વેદનામાંથી જ પ્રત્યેક મહાન કાર્ય જન્મે છે. જીવનનો હેતુ પ્રેયસ્ નથી પણ શ્રેયસ્ છે. આનંદપરાયણ જીવન અને જીવનનો આનંદ એ બંને એક વસ્તુ નથી. જો દુઃખ આપણને આપણા ધ્યેયની નજીક લઈ જતું હોય તો તે પણ એશઆરામભર્યા જીવન જેટલું જ સુખમય છે. પોતાના ધ્યેયની પ્રાપ્તિમાં એ સહાય કરે છે એવું જો સમજાય તો ભારેમાં ભારે દુઃખ પણ આનંદપૂર્વક સ્વીકારી શકાય. ગટેએ કહ્યું છે,—“આપણે ઉન્નત શિખરથી આકર્ષાઈએ છીએ, ત્યાં પહોંચવાનાં પગથિયાંઓથી નહિ.” નાની નાની

બાબતોમાં આપણે આ વસ્તુ સારી પેઠે સમજીએ છીએ. ઘણી સ્ત્રીઓને મન ફૅશનની વિરુદ્ધ જવા કરતાં શારીરિક અગવડ વેઠી લેવી એ સહેલું હોય છે. તેઓ પ્રસાધનગૃહોની અને બૂટની દુકાનોની આકરી કસોટીઓ હસતે મોઢે વેઠી લે છે. માણસને સ્વતંત્ર ઇચ્છાશક્તિ છે, અને એનો અમલ કરવો એ એના જીવનની મુખ્ય જરૂરિયાત છે. પણ એની ઇચ્છાશક્તિનો વિશ્વના પ્રયોજન સાથે મેળ સાધવાનો છે. એ કરવા જતાં જ વિરોધ, ઝઘડો અને દુ:ખ ઉત્પન્ન થાય છે, અને એ તો રોજ રોજ બનતી વસ્તુ છે.

દરેક આત્મા અણવિકસેલી વ્યક્તિ છે. એ પાશવવૃત્તિઓથી પૂર્ણપણે મુક્ત નથી, છતાં ઉચ્ચતર વૃત્તિઓમાં તેનું રૂપાંતર કરવાને એ શક્તિમાન છે. આત્માની જરૂરિયાતોને પ્રથમ સ્થાન આપવું જોઈએ એ વસ્તુ જો આપણે આનંદપૂર્વક સ્વીકારી લઈએ અને તેના નિયમો અનુસાર આપણી પ્રકૃતિનો નિગ્રહ કરીએ તો આપણે વિકાસ સાધી શકીએ. આપણે આપણી રસવૃત્તિ બદલીએ અને આપણા સુપ્ત માનસને નવેસરથી કેળવીએ તો જ આપણે વાસના-પ્રધાન મટી આધ્યાત્મિક બની શકીએ. એનો અર્થ એ થયો કે આપણે સંયમ અને શિસ્ત પાળવાં જોઈએ. આપણી નૈસર્ગિક વૃત્તિથી પર થવાના

પ્રયત્નમાં ડગલે ને પગલે ભારે પ્રલોભનો અને તેની સામે ઝૂઝવાનું રહેલું છે. પરંતુ આપણા વ્યક્તિત્વની પરિપૂર્ણતા માટે એ આવશ્યક છે. જોકે આ પ્રયત્ન આપણી પાસે ભારે ભોગ માગે છે, છતાં તેનો બદલો પણ એવો જ મહાન છે. સૂક્ષ્મતમ કીટાણુ પોતાના આહાર માટે બીજા કીટાણુને પકડે છે અને કોઈ ઉન્નતિશીલ આત્મા આધ્યાત્મિક લડત ચલાવે છે, એ બધાંયમાં ધ્યેયને અનુલક્ષીને કરાતા પુરુષાર્થની જુદી જુદી ભૂમિકાઓ જોવા મળે છે. હરેક ભૂમિકામાં આપણે આપણું ધ્યેય પસંદ કરી લઈએ છીએ અને પછી તેને અનુકૂળ સાધનો વાપરીએ છીએ. પણ માત્ર માનવ ભૂમિકા જ એવી છે કે જ્યાં આપણે આ વસ્તુ જ્ઞાનપૂર્વક અને વિચારપૂર્વક કરી શકીએ છીએ.

માણસ પરિસ્થિતિનો ગુલામ નથી, તેમ દેવોની અંધ રમતનું સોગઠું યે નથી. આખા વિશ્વમાં સંપૂર્ણતાએ પહોંચવાની જે પ્રેરણા કામ કરી રહી છે, તે માણસમાં સચેત બની છે. મનુષ્યની નીચેની સૃષ્ટિમાં પ્રગતિ થઈ હતી: પણ મનુષ્યસૃષ્ટિમાં એ इच्छापूर्वक साधेली હોય છે. અજાણતાં થઈ જતા ફેરફારોને બદલે માણસ જાણીજોઈને હેતુપૂર્વક પરિવર્તન કરે છે. માણસ જેવો છે, અને જેવો એ થઈ શકે એમ છે, એ બે સ્થિતિના વિરોધમાંથી

ઉદ્ભવતો અજંપો તો કેવળ માણુસને જ અનુભવવો પડે છે. માણુસ જીવનનો નિયમ, પ્રગતિનો સિદ્ધાંત ખોળવા મથે છે, એ રીતે એ બીજાં પ્રાણીઓથી જુદો પડે છે.

આપણા પોતામાં આપણે પરિવર્તન કરીશું તો જ આપણે વિશ્વમાં પરિવર્તન કરી શકવાના છીએ. આત્મસુધારણા એ જ સાચી સુધારણા છે, એ વચન સાચું છે. નવીન સંસ્કૃતિની ઘટના આપણે નસીબ ઉપર ન નાખવી જોઈએ. એમાં કુશળતાની પણ જરૂર છે. હજી ઘણું કરવાનું બાકી છે. ઘણી બાબતમાં હજી વિશ્વ અધૂરું છે. પ્રગતિને પાછી પાડવી કે આગળ ધપાવવી એ આપણા હાથની વાત છે. કુદરતના વિકાસક્રમનો બોધ સ્પષ્ટ છે. જીવનતત્ત્વ કોઈ ચોક્કસ કાર્યક્રમ નક્કી કરી તે પ્રમાણે આગળ વધતું નથી, અને પ્રગતિ દરમિયાન એને સંતોષ થાય એવી મજલો પણ પ્રાપ્ત થતી નથી. એ તો ભટકે છે, આનાકાની કરે છે, કોઈ વાર તો એકાએક રસ્તો છોડી ભાગી જાય છે, અને ઘણી વાર પાછું ઠેકાણે આવે છે. પ્રકૃતિની પ્રક્રિયા કરકસરિયા તો છે જ નહિ. ભૂતકાળનો ઇતિહાસ આપણને કહી રહ્યો છે કે જો આપણે આદર્શની પસંદગીમાં ભૂલ કરીશું તો વહેલોમોડો આપણો નાશ થવાનો છે. વિશ્વનો હેતુ સમજી લઈને અને તેની સાથે સહકાર

સાધીને આપણે દરેક જણ સારી દુનિયા રચવાની ક્રિયામાં ભાગ લઈ શકીએ છીએ. દરેક વ્યક્તિ અનોખી છે, અને તેનામાં ખાસ વિશિષ્ટતાઓ રહેલી છે, અને તે જગતને કંઈક શુભ અર્પવાની શક્તિ ધરાવે છે. આત્મદર્શન સર્વ પરિપૂર્ણતાનો સાર છે. જીવનને સ્થિર અને સમગ્ર રીતે જોવાથી એમાં આપણું સ્થાન કયું છે તેની આપણને ખબર પડે છે. દરેક માનવ વ્યક્તિ અમુક અમુક ગુણો અને કાર્યોનો સંકલિત સમૂહ છે. એનું કેન્દ્રબિંદુ જુદી જુદી રીતે ગોઠવાયલું હોઈ શકે છે. એ કેન્દ્ર ઊંચું નીચું હોય એના ઉપર જ માણસનું ચારિત્ર ઉપરછલું કે ગંભીર હોવાનો આધાર રહે છે. આપણી ભૌતિક પરિસ્થિતિ ગમે તે હોય તોપણ આ કેન્દ્રબિંદુની પસંદગી સારી થઈ હોય તો બધું સુધરી જાય છે. ચિંતન અને ધ્યાન વડે જ આપણે આપણા સ્વભાવનું એકીકરણ કરનાર કેન્દ્રને શોધી કાઢીએ છીએ, વિશ્વમાં આપણું સ્થાન કયું છે તેનો અનુભવ કરી શકીએ છીએ, અને આપણો પોતાનો ભાગ ભજવવાની શક્તિ આપણે મેળવીએ છીએ, પછી તે ગમે તેવો નમ્ર કે કષ્ટમય કેમ ન હોય. આટલા માટે જ શાંત ચિંતનની અને એકાંતની આવશ્યકતા છે.

નૈતિક જીવન મહત્ત્વની વસ્તુ છે અને સમાજ માટે તે કીમતી છે. કેવળ સ્વતઃસ્ફૂર્તિથી કરેલાં

કાર્યો કે લાગણીવશ થઈને કરેલાં કર્મોને નૈતિક આચરણ ન કહી શકાય. નૈતિક આચરણમાં તો કોઈ વિચાર રહેલો હોય છે અને તે અર્થપૂર્ણ હોય છે. માનવ પ્રકૃતિની અણઘડ સામગ્રીને આધ્યાત્મિક ધ્યેય માટે ઘડીને તૈયાર કરી લેવાની હોય છે. માનવ જીવનનું પ્રત્યેક પ્રગટીકરણ અર્થપૂર્ણ હોય છે અને તેના અર્થ અને હેતુ ઉપરથી તેની કિંમત અંકાય છે. રૂઢિગત કોઈ એક બીબું આપણે ન રાખી શકીએ. દરેક માણસ જુદી જુદી દૃષ્ટિએ વિશ્વને જુએ છે. પોતાનો જ સમાજ જે દૃષ્ટિએ જોતો હોય છે તે જ દૃષ્ટિએ દરેક વ્યક્તિ જુએ છે. આપણે જે કોઈ ધ્યેયને પસંદ કરીએ તેની પ્રકૃતિ આપણે ઓળખી લેવી જોઈએ, તે શક્ય છે એવી શ્રદ્ધા રાખવી જોઈએ, તેના અમલ માટે ચોક્કસ કાર્યક્રમ યોજવો જોઈએ, અને દુઃખ અને આત્મભોગ દ્વારા તેને સિદ્ધ કરવા પ્રયાસ કરવો જોઈએ. ઉપરાંત આપણો આચાર સમાજના ધારણપોષણમાં સહાયરૂપ હોવો જોઈએ, તો જ તેને નૈતિક કહી શકાય; અને પ્રગતિનું ધ્યેય પણ તે જ છે. જે કોઈ આચાર માનવજાતનો વિનાશ કરે એવો હોય અથવા તેમાં વેરઝેર ઉત્પન્ન કરે એવો હોય, તેને નૈતિક ન કહી શકાય. આપણે નૈતિક જીવન ગાળવા માગતા હોઈએ તો આપણે પ્રત્યેક વ્યક્તિનું ગૌરવ

સાચવવું જોઈએ. બીજાઓના અસ્તિત્વનો સ્વીકાર કરવાથી અને આપણા જીવનનો તેની સાથે મેળ સાધવાથી આપણું જીવન સમૃદ્ધ બને છે. ફિનીશિયાની માતાઓને પોતાનાં છોકરાં ખાતી મોલોશે[૧૮] ન અટકાવી હોત તો બીજા કોઈ દેવે અટકાવી હોત. બધા માણસો અદ્‌ભુત જીવો છે. આપણે દરેક જણ અપ્રતીમ છીએ. પ્રત્યેક વ્યક્તિ પોતાની વિશિષ્ટ સાધના કરી શકે એવી એકરાગતા સાધવી એ વિશ્વપ્રવૃત્તિનું ધ્યેય છે.

નૈતિક પ્રગતિનો સિદ્ધાંત શો, એમ જો કોઈ પૂછે તો તેનો ઉત્તમ જવાબ એ કે સ્વીકાર અને સાહસ. આપણે કોઈ પણ વ્યક્તિનો અલગ રીતે વિચાર કરીએ તો માનવપ્રકૃતિના કાચા માલ જેવી અનેક કામનાઓ અને લાગણીઓ તેમાં જોવામાં આવશે. જે કોઈ નીતિશાસ્ત્ર આપણને આ ઈશ્વરદત્ત અક્ષિસોનો ઇનકાર કરવા અને તેનો નાશ કરવા કહે તે સંતોષકારક નથી એમ માનવું. જે ઈશ્વર તરફથી મળેલું છે તેનો તો સ્વીકાર કરવાનો જ છે અને તેના પાયા ઉપર જ આપણે ચણતર ચણવાનું છે. માણસને માત્ર સ્વીકારથી કે તડજોડ કરવાથી સંતોષ નથી થતો, તેના હૈયામાં કોઈ પ્રબળ પ્રેરણા રહેલી હોય છે જેને લીધે તે આગળ અને ઊંચે વધતો જાય છે. જીવનનો અંતિમ હેતુ પોતાની ભૂમિકા ટકાવી રાખવાનો નથી,

પણ તેને ઉચ્ચતર બનાવવાનો છે. દરેક વ્યક્તિ પોતાના જીવનને રોજ રોજ પુષ્ટ કરવા, પોતાની જાતને અતિક્રમવા અને આખરે જીવનની પરિપૂર્ણતાનો અનુભવ કરવા ઇચ્છે છે. જીવનનો અને પરિસ્થિતિનો મેળ સાધવો તેનું નામ નૈતિક જીવન, એવી જો આપણે વ્યાખ્યા બાંધીએ તો જ્યાં સુધી પરિસ્થિતિમાં પરિવર્તન થયા કરતું હોય ત્યાં સુધી નૈતિક જીવનનો અંત ન સંભવે. જીવનનાં જે જે સ્વરૂપો ભૂતકાળમાં થઈ ગયાં છે તેનું પુનરાવર્તન તો કરાય જ નહિ. તેનું પુનરાવર્તન થઈ શકે એમ હોય તોયે તે કરવું ઇષ્ટ નથી. આજની પરિસ્થિતિમાં રાજપૂત યોદ્ધાઓ અને મધ્યકાલીન 'નાઈટ'[૧૯] ન જ સંભવે. જો આપણી પરિસ્થિતિ સ્થિર અને અપરિવર્તનશીલ હોય તોયે આપણી મુશ્કેલી ટળે એમ નથી. કારણ, આપણા આદર્શ સદા બદલાયા કરે છે. નૈતિક જીવનનું રહસ્ય જીવનને આપણી પરિસ્થિતિને અનુકૂળ બનાવવામાં નથી પણ પરિસ્થિતિમાં એવું રૂપાંતર કરવામાં છે કે તેમાં આપણા આદર્શને વધુ ને વધુ સ્થાન મળતું રહે. માનવ પ્રકૃતિને સ્વીકારી લઈને જ બેસી જઈએ, તેમાં કંઈ નવું તત્ત્વ ઉમેરવાનું સાહસ ન કરીએ, એટલે કે આપણે આપણા જીવનને પરિસ્થિતિને અનુકૂળ કરીને જ બેસી જઈએ, પરિસ્થિતિમાં કશું રૂપાંતર ન કરીએ તો તેમાં પણ એક પ્રકારની પૂર્ણતા અને

એક પ્રકારની શાંતિ છે, પણ એ માનવની પૂર્ણતા નથી અને એ આધ્યાત્મિક શાંતિ નથી. ગોકળગાયની માફક જે માણસ પોતાના જીવનને પરિસ્થિતિને અનુકૂળ બનાવી દે છે તેને નૈતિકવીર નહિ કહી શકાય, પણ જે માણસ દુનિયાની ભૂમિકાને ઉચ્ચતર બનાવી આદર્શની નજીક લઈ જાય છે તે નૈતિકવીર કહેવાય છે. પૂરેપૂરો મેળ સાધી લેવામાં સૌંદર્ય રહેલું છે ખરું, પણ વૈવિધ્યમય અને પરિવર્તનશીલ જગતમાં તે લાંબો કાળ ટકી નહિ શકે. નિર્દોષ બાળકના સૌંદર્યનું સ્થાન ચપળ યુવાનનું સૌંદર્ય લે છે, અને તેનું સ્થાન પછી વૃદ્ધના ગૌરવનું સૌંદર્ય લે છે એવો ક્રમ ચાલ્યા કરે છે. જીવનમાર્ગમાં વિશ્રામ છે જ નહિ. દરેક સિદ્ધિ કોઈ નવા આરંભની ભૂમિકા છે. મનુષ્યના પુરુષાર્થનો હેતુ આત્માનો પૂર્ણ વિકાસ છે એવો પરંપરાગત સિદ્ધાંત છે. એને અને ઉપરના મતને દેખીતો વિરોધ લાગે છે. જૂના સિદ્ધાંતનો હેતુ સામાજિક ઉદ્ધાર કરતાં વ્યક્તિગત ઉદ્ધારનો વિશેષ હતો. આમ થવાનું કારણ કદાચ ધર્મમાં દાખલ થયેલી અમલદારશાહી હોય. સમાજે પોતાના રિવાજો અને વ્યવસ્થાના પ્રમાણ તરીકે ધર્મને વટાવવા માંડ્યો; તેથી કરીને જે અનેક માણસોને સમાજમાં પોતાના આધ્યાત્મિક વિકાસને માટે અવકાશ ન મળ્યો તેઓને જંગલમાં કે રણમાં, મઠમાં કે પર્વતના

શિખર પર ભાગી જવું પડ્યું. આને લીધે સમાજ બંધિયાર પાણી જેવો બની ગયો, જોકે છૂટીછવાઈ કેટલીક વ્યક્તિઓએ ઉચ્ચકોટિની પૂર્ણતા પ્રાપ્ત કરી. પણ એમનોયે ઉદ્ધાર થયો ન કહેવાય. આપણે કેવળ ક્રોધ અને ભયમાંથી, દુઃખ અને વિપત્તિમાંથી બચવાનું છે એમ નથી, પણ અસંગ અને એકલતા-માંથી પણ બચવાનું છે. જો આપણને માનવજાતના ભાવિમાં અને તેની આધ્યાત્મિક શકયતાઓમાં શ્રદ્ધા હોય તો જ્યાં સુધી જગતનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી આપણે જંપીને બેસી નહિ શકીએ. બધાય સાચા ધર્મની મુખ્ય માન્યતા એ છે કે મનુષ્ય પૂર્ણતાને પામી શકે છે, તેનામાં દૈવી અંશ રહેલો છે, અને તે દૈવી અંશની દૃષ્ટિએ બધાય જીવોનું આંતરિક ઐકય છે. જે જીવાત્માએ આત્મૈકય અને બળ પ્રાપ્ત કર્યાં છે, તે પોતાનું જીવન આત્મસંતોષ કે નિષ્ક્રિય અનુકંપામાં નહિ પણ સક્રિય સેવામાં ગાળશે. જ્યાં સુધી જગત દુઃખી છે, તેનો ઉદ્ધાર થયો નથી, ત્યાં સુધી તેને શાંતિ વળવાની જ નથી. જ્યાં સુધી બહારના જગત સાથે તેનો સમન્વય ન સધાય ત્યાં સુધી કોઈ પણ માણસ આંતરસમન્વય સાધી શકવાનો નથી. જ્યાં સુધી ધરતી પર ઈશ્વરનું રાજ્ય સ્થાપવાનો આદર્શ સિદ્ધ નથી થયો ત્યાં સુધી સંતજનો પોતાની બધીય શક્તિને બહાર રેડયા જ

કરે છે અને પેલા આદર્શને જગત સમક્ષ વધુ ને વધુ સ્પષ્ટ કરતા રહે છે. જગતના ઉદ્ધાર વિના કોઈનોય સાચો ઉદ્ધાર થતો નથી.

કોઈ ઉચ્ચતર વસ્તુની સતત સાધના તે પુણ્ય, અને આત્મસંતોષ તે પાપ. આત્મસંતોષની પ્રવૃત્તિ એ હલકા મનનું અચૂક લક્ષણ છે. માણસ ગમે એટલો પાપી હોય તોપણ જ્યાં સુધી એને ઊંચે ચઢવાની હાકલ સંભળાય છે ત્યાં સુધી એને સુધરવાની આશા રહે છે. જ્યાં સુધી અંતરાત્મા ડંખ્યા કરે છે ત્યાં સુધી ઉદ્ધારની આશા રહે છે. જ્યારે અંતરાત્માનો અવાજ બંધ પડી જાય છે, ત્યારે જીવન એ મૃત્યુ સમાન બની જાય છે. જેમ જેમ માણસનો વિકાસ વધુ થયો હોય છે, તેમ તેમ આદર્શને પહોંચ્યા વિના તેને સંતોષ થતો નથી.

જીવનનું જે કોઈ સ્વરૂપ રહસ્યપૂર્ણ અને સમાજના ધારણપોષણમાં ઉપયોગી હોય તે નીતિપૂર્ણ કહેવાય. જે કોઈ જીવનમાર્ગ દ્વારા આદર્શનો સુવ્યવસ્થિતપણે સાક્ષાત્કાર કરી શકાય એમ હોય તેને આપણે ત્યાજ્ય ન કહી શકીએ. સંપૂર્ણતા અથવા આદર્શની સાથે માનવ આત્માની સંપૂર્ણ એકરૂપતાનાં સ્વરૂપો માણસની પ્રકૃતિ અનુસાર ભિન્ન ભિન્ન હોઈ શકે છે. સંપૂર્ણતા સિદ્ધ કરવાની પ્રતિભા ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રગટ થાય છે. ભગવદ્-

ગીતા કહે છે કે "જે કંઈ વિભૂતિવાળું, શ્રીમત્ અને ઊર્જિત છે" તે દૈવી શક્તિનો જ આવિષ્કાર છે (૧૦-૪૧). પ્લેટોની આદર્શોની સૃષ્ટિમાં [૨૦] જગતના જુદા જુદા પદાર્થોના મૂળરૂપ અસંખ્ય પ્રતીકો છે. ઈશ્વરના રાજ્યમાં અસંખ્ય મહેલાતો છે.

ઉન્નતિના પ્રયત્નમાં આપણે શિખરે ન પહોંચીએ તો ચિંતા કરવા જેવું નથી હોતું. કારણ, મહત્ત્વની વસ્તુ રમત છે, આપણે કેટલા દાવ જીત્યા એ નહિ. આપણું કામ કાર્ય કરવાનું છે, કોઈ પાસે કરાવી લેવાનું નહિ.

અનિષ્ટની કલ્પના અભાવાત્મક છે. ઇષ્ટનો અભાવ કે ઊણપ તે અનિષ્ટ. જેમ જેમ આપણે ઇષ્ટને વધુ ને વધુ પ્રાપ્ત કરતા જઈએ છીએ તેમ તેમ હજી કેટલે દૂર જવાનું છે તેનો ખ્યાલ આવતો જાય છે. ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેનો વિરોધ મૂળગત નથી. ખરી રીતે જોતાં તો ઝઘડો ઇષ્ટ અને ઇષ્ટતર વચ્ચે અથવા અનિષ્ટ અને અનિષ્ટતર વચ્ચે હોય છે. ઇષ્ટ અને અનિષ્ટ એવી કોઈ વસ્તુ જ નથી; પણ ઉચ્ચતર અને અધમતર, ચડતું અને ઊતરતું જ છે. બીજાને ભોગે આપણો કક્કો ખરો કરવાનો પ્રયત્ન આપણે છોડી દેવો જોઈએ. સામાવાળાને નક્કામો ગણી કાઢી નાખવાનો નથી, પણ તેને સમભાવપૂર્વક સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણા પ્રાણપ્રિય

આદર્શોનો કોઈ વિરોધ કરે એ હસતે મોઢે જોઈ રહેવું મુશ્કેલ છે, પરંતુ એમાં જ આધ્યાત્મિક મનુષ્યનું ચડિયાતાપણું રહેલું છે. શું હોવું જોઈએ અને શું છે એ બે વચ્ચેની વિસંગતિ સામે તે બળવો નથી જગાડતો. તે જીવનનો સ્વીકાર કરે છે, એનો અર્થ એવો નથી કે તે વસ્તુસ્થિતિને તાબે થાય છે, પણ જેઓ વસ્તુસ્થિતિનો અસ્વીકાર કરે છે, તેનો પણ તે હસતે મોઢે સ્વીકાર કરે છે. જેઓ એક જીવનમાર્ગ વિરુદ્ધ બીજો જીવનમાર્ગ ખડો કરે છે, તેમના જેવો ક્ષોભ કે નિરાશા તેને નથી હોતાં. તેને મન અસહિષ્ણુતા એટલે જ અધર્મ. તે તો સામાને પણ પોતાના જેટલો જ પ્રામાણિક અને નિસ્વાર્થ માને છે. જે ધર્મ અમુક એક પ્રજા પ્રત્યે પક્ષપાત કરનાર ઈશ્વરને માનતો નથી, અથવા જે ધર્મ કોઈ કીનાખોર સંહારક દેવને માનતો નથી, પણ વિશ્વવ્યાપી પ્રેમની ભાવનાને જ માને છે, તે ધર્મ તો આપણી પાસે એવી અપેક્ષા રાખે છે કે કોઈ આપણો વિરોધ કરે ત્યારે પણ આપણે ધીરજ અને ક્ષમા ન ખોઈ બેસીએ, અને જેમની સાથે આપણને વિરોધ થાય તેમના પ્રત્યે પણ આપણે નમ્રતાથી અને આધ્યાત્મિક વૃત્તિથી વર્તીએ. આપણો એ સ્વાભાવ જ પડી ગયો છે કે જે કોઈ આપણા ધર્મને ન માનતો હોય તેને આપણે ધર્મવિરોધી કે

કાફર ગણી કાઢીએ છીએ અને જે કોઈ આપણા જેવી માન્યતાઓ ન ધરાવતો હોય તેને મૂર્ખ કે બદમાશ ગણી કાઢીએ છીએ. કોઈ માણસના અભિપ્રાય અમુક પ્રકારના જ શાથી છે, અને તે દ્વારા તે આપણને શાથી ચીડવે છે, એ જાણવામાં તે માણસની પૂર્વ ભૂમિકા, પ્રકૃતિ, શિક્ષણ અને ઐતિહાસિક પરિસ્થિતિ સમજીએ તો બહુ મદદ મળે. સામા માણસની દૃષ્ટિને સમજવાથી આપણે તેને ક્ષમા કરી શકીએ છીએ એટલું જ નહિ, પણ આપણે તેનું મૂલ્ય આંકી શકીએ છીએ અને અંતે ઉચ્ચતર ભૂમિકા ઉપર આપણી સાથે તેનો એકરાગ સાધવામાં આપણે સફળ થઈએ છીએ. હિંદુ પુરાણોમાં રાવણને અને હિરણ્યકશિપુને અનિષ્ટના અવતાર કલ્પેલા છે, છતાં તેમને મોક્ષને લાયક ગણ્યા છે. કારણ, તેઓ વીરત્વની પોતાની કલ્પના પ્રમાણે જીવન ગાળવા સતત અને જુસ્સાભેર પ્રયત્ન કરી રહ્યા છે. રાવણના પોલાદી ચહેરા હેઠળ અને સીતાને કબજે કરવાના અને રામને હરાવવાના તેના પ્રબળ પ્રયત્નોની પાછળ પણ ધબકતું હૃદય અને ઉમદા ભાવનાઓ જોવામાં આવે છે. સીતાના વ્યક્તિત્વ માટે તેને અદ્ભુત માન હતું. તે રામનો કટ્ટો દુશ્મન હતો. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે ઊંડાં વેર હંમેશાં ઊંડા ઘાને

લીધે જ જન્મે છે. જેમને સમજવાની આપણે તસ્દી લીધી નથી તેમના કરતાં આપણે ઉચ્ચ છીએ એવા મિથ્યા અભિમાનથી ફુલાઈ જવાની વૃત્તિ ઉપર આપણે અંકુશ મૂકવો જોઈએ. જીવનની સર્જન પ્રવૃત્તિ અસંખ્ય રીતે પ્રગટ થાય છે. તે દરેકનું મૂલ્ય અપ્રતિમ હોય છે. દરેક જાતની પ્રવૃત્તિમાં ઇષ્ટ અને અનિષ્ટ પ્રકાર હોવાના જ. કોઈ પણ કામ કરવાની બે રીત હોય છે—સાચી અને ખોટી.

ઈશ્વરની દુનિયામાં નિર્ભેળ અનિષ્ટ જેવી કોઈ વસ્તુ જ નથી. જ્યારે આપણને સામાન્ય રીતે અનિષ્ટ ગણાતી વસ્તુનો સામનો કરવાનો આવે ત્યારે કડવાશ ધારણ કરવી એ ખરાબ છે. એવે પ્રસંગે આપણે સ્વીકાર અને સાહસની વૃત્તિ ધારણ કરવી જોઈએ. સંપૂર્ણ સમભાવ અને પ્રેમજન્ય સમજણથી આપણે જગતનાં અનિષ્ટોનો સ્વીકાર કરી લેવો જોઈએ. એ કાંઈ કોઈના ઉપર આભાર ચડાવી ઉદારતા બતાવવાનો કે કોઈને ક્ષમા કરવાનો પ્રશ્ન નથી, પણ એ બંનેથી અતિશય ઉચ્ચતર એવા ન્યાયનો પ્રશ્ન છે. ન્યાય માણસને તે જેવો હોય તેવો ને તેવો જ સ્વીકારી લે છે, અને તે નિર્બળ હોય કે સબળ હોય તોયે તેના ઉપર પ્રેમ રાખે છે, અને સુંદર પ્રકૃતિનો માણસ પણ જગત જેને પાપ અને ગુનો ગણે છે તે

કરવા શી રીતે દોરાય છે તે સમજી લે છે. હવાના આચરણનાં પરિણામ ગમે એટલાં દુઃખદાયક નીવડ્યાં હોય તો પણ ઇડનના ઉદ્યાનમાં વસતી હવા[21] કરતાં નીતિમત્તામાં પોતે ઉચ્ચતર છે એવું માનવાની આપણામાંથી કોની હિંમત ચાલે એમ છે? આપણે જો તે જમાનામાં અને તે પરિસ્થિતિમાં હોત તો આપણે જુદી રીતે વર્ત્યા હોત એની આપણને ખાતરી પડતી નથી. ખરાબમાં ખરાબ બદમાશની પ્રામાણિકતાનો સ્વીકાર કરીએ તો જ કોઈ પણ મહાન કાર્ય માટે સહકાર સંભવી શકે. તમારા વિરોધીની સાથે કામ લેવાનો સારામાં સારો ઉપાય એ છે કે તેના ઉપર વિશ્વાસ રાખવો. સાચા આધ્યાત્મિક પુરુષને ભય કે ક્રોધ ન હોય. કોઈ હિંદુ સંન્યાસીએ નહિ પણ એક યુરોપિયન તત્ત્વવેત્તાએ કહ્યું છે કે, જેમ જેમ કોઈ બહાદુર પુરુષ કુદરતી વસ્તુઓને વધારે સમજતો જાય છે, તેમ તેમ તેને વધુ સ્પષ્ટ રીતે સમજાતું જાય છે કે, ભય કે ક્રોધને અહીં અવકાશ જ નથી, તેણે તો ભલું કરવામાં જ આનંદ માણવાનો રહેલો છે, પણ સ્પિનોઝા[22] કબૂલ કરે છે કે, આ જીવન જેટલું મોંઘું છે તેટલું જ કષ્ટમય પણ છે.

ઉપરાંત ઊંચામાં ઊંચાં વૃક્ષ પણ ગગનને તો સ્પર્શી શકતાં જ નથી. લોકોમાં પ્રચલિત પેલી કડીમાં સાચું જ કહ્યું છે:

( ગીતિ )

આપણમાંના અધમોમાં પણ એટલું બધું રહ્યું સારું.
ને આપણના ઉત્તમમાં પણ એટલું બધું રહ્યું નરતું,
કે આપણમાંથી તો ન કોઈને શોભતું થઈ કાજી
આપણમાંના બીજા કોઈ જનને ઠરાવવો દોષી. *

આપણામાંના સારા માણસમાં પણ તેના મોટામાં મોટા ગુણના પ્રતિપાલનમાં જ કોઈક નબળાઈ, કોઈક અશક્તિ, કોઈક વંશાનુક્રમપ્રાપ્ત વૃત્તિ, કોઈક ભૂલ કે કોઈક અતિશયતા એવી રહેલી હોય છે કે, જો કુદરત ધારે તો આ નબળાઈઓનો ઉપયોગ તે આ વીરોનાં જીવન કરુણ બનાવી મૂકવામાં કરી શકે. આપણે આવા કરુણ જીવનવાળા વીરો પ્રત્યે હમેશાં આકર્ષાઈએ છીએ, તેનું કારણ તેમના જેવી જ કોઈ નબળાઈ આપણામાં પણ હોય છે એ નથી હોતું, પણ તેમનું પતન તેમના આ સામાન્ય દોષોને લીધે નહિ પણ નસીબને લીધે થયું હોય છે, એ છે. દુનિયામાં એવા માણસો થયા છે, જેમને જગતે ન સુધરી શકે એવા પાપી ગણી કાઢ્યા હતા અને છતાં જેમણે પોતાના સ્વભાવમાં

* "There is so much good in the worst of us
And so much bad in the best of us
And it ill behoves any of us
To find fault with the rest of us."

સંત પ્રકૃતિને શોભે એવા અંશોનાં દર્શન કરાવી આપણને છક કરી નાખ્યા છે. આ બધા પતિત મહાત્માઓ અને સન્માર્ગે વળેલા પાપીઓના દાખલા ધ્યાનમાં લઈ આપણે બીજાને ધિક્કારતાં સાવચેતી રાખવી જોઈએ. જે સામાજિક બલોને ઉત્પન્ન કરવામાં આપણે સહાયભૂત થઈએ છીએ અને છતાં જેને માટે આપણામાંનો કોઈ પણ પ્રત્યક્ષપણે અને વ્યક્તિગત રીતે જવાબદાર નથી તે જટિલ સામાજિક બલો જ ઘણી દુષ્ટતાના મૂળમાં રહેલાં છે એવું માલૂમ પડશે. મહાન કળાકારો આપણને બતાવે છે કે ઓથેલોની[23] નિષ્ફળતાની માફક બધીય નિષ્ફળ-તાઓ અનિવાર્ય હોય છે. વળી ઘણાં દુષ્ટ કર્મો તો હૃદયગત દુષ્ટતાને લીધે નહિ પણ બુદ્ધિની ભૂલને લીધે જન્મે છે. માત્ર તિરસ્કાર કરવાથી કે દંડ દેવાથી કશું નહિ વળે. મનના ઊંડાણમાં વસતી વાસનાઓ અને મૂઢતાઓને કાબૂમાં લેવા અને તેને ઉચ્ચ માર્ગે વાળવા માટે નવા આદર્શોનો સ્વીકાર કરવાની અને નવી સુસંગતિ ઊભી કરવાની કેળવણીની ધીમી ક્રિયાની જરૂર છે.*

---

* દુનિયામાં પાપને પણ સ્થાન છે. મધ્યયુગના એક સંતે હવાના પતનને 'beata culpa' 'ધન્ય પાપ' કહ્યું છે, કારણ, એને લીધે જ ઈશ્વરનો પ્રેમ પ્રગટ થઈ શક્યો.

આજે પરંપરાગત નીતિ સામે જે બળવો જાગ્યો છે તે અંતરાત્મા સચેત થયાનું લક્ષણ છે. નીતિ-નિયમોમાં પરિવર્તન કરનાર મૂઠીભર માણસો જ હોય છે. તેઓ પોતાના પૂર્વગ્રહોને ફેંકી દે છે અને સત્યને પામે છે. આ સત્ય આપણી રૂઢિ મનાવે છે એના કરતાં અતિશય વિશાળ અને સૂક્ષ્મ હોય છે. નીતિનિયમોમાં સુધારો કરનાર દરેક વ્યક્તિ આપણા રૂઢિચુસ્તોને મન અનીતિપ્રેરક બળ જેવી જ લાગે છે, કારણ કે તેમને તો વિચારક બુદ્ધિની ચમકાવનારી પ્રવૃત્તિ કરતાં રૂઢિગત નીતિનો આરામ-પૂર્ણ પ્રમાદ વધુ ગમતો હોય છે. નીતિ એટલે ચાલુ સામાજિક રિવાજો, બીજું કંઈ નહિ; જે કોઈ એનાથી જુદી રીતે વર્તવા જાય તે અનીતિમાન; જોકે એની એ અનીતિ બીજા જમાનામાં નીતિ ગણાય છે અને ત્યાર પછીના જમાનામા લોકરૂઢિ બની જાય છે. કોઈ પણ કાળમાં થોડા માણસો એવા હોય જ છે કે જેઓ જીવનની તે કાળની ઊંચામાં ઊંચી કલ્પનાથી આગળ વધેલા હોય છે, અને થોડા એવા હોય છે કે જેઓ પાછળ હોય છે, જ્યારે મોટી સંખ્યા એ કલ્પનાની લગભગ પહોંચેલાઓની હોય છે. પહેલો વર્ગ બળવાખોર ગણાય છે, બીજો વર્ગ ગુનેગાર ગણાય છે, અને છેલ્લો વર્ગ સામાન્ય માણસો ગણાય છે. જે કાંઈ પ્રગતિ થાય છે તે બળવાખોરોને લીધે

જ થાય છે. રૂઢિચુસ્તો સદા ચાલતી આવેલી રૂઢિઓનાં સાચાખોટાપણાની તપાસ કર્યા વિના જ તેમાં સંતુષ્ટ રહે છે, અને બીજાને વિષે ચાલતી ખરાબ વાતોમાં આનંદ લેવામાં જ પોતાનો સમય ગાળે છે. એ વાતો જ ઘણી વાર બતાવી આપે છે કે જીવનતત્ત્વ કેટલું જટિલ છે અને તેને સાદી વ્યાખ્યાઓમાં બાંધી શકાય એમ નથી. પોતાને પુણ્યશાળી માનનાર પંડિતો (Pharisees)[૨૪] અસત્ય પ્રત્યે ઉદાસીન હોય છે એટલે તેઓ ઝાઝા ઉપયોગના નથી. યંત્રવત્ જીવન ગાળવું એ સૌંદર્ય અને સૌકુમાર્ય વિનાના બોડા પહાડો ઉપર ભટકવા સમાન છે. નીતિનિયમો ઉપર શ્રદ્ધા રાખવી એ ઇષ્ટ છે, પણ તેને વિષે આંધળું ઝનૂન રાખવું એ અનિષ્ટ છે. એ આપણો ભોમિયો અને દીવાદાંડી છે, પણ આપણે જો એને જ આપણો ઈશ્વર બનાવી દઈશું તો તે આપણી વિવેકશક્તિને અંધ બનાવી દેશે અને આપણને અનીતિને ખરાબે ચઢાવી દેશે. નીતિના નિયમોને અનુલ્લંઘનીય જ ગણવામાં આવે તો પ્રગતિ થઈ જ ન શકે. જીવન એ ભારે સાહસ સમાન છે, જડ યોજના નથી. એ એક રમત સમાન છે, જેના નિયમો આપણે કદી ચોક્કસપણે જાણી શકતા નથી. કોઈ પણ જાતના સૂક્ષ્મ નિયમો સારું જીવન ગાળવામાં મદદ નહિ કરી શકે, પણ વિકાસના ધ્યેય અને વિશ્વની યોજના સાથે

સહકાર કરનારી જીવન્ત ઇચ્છા જ એમાં મદદરૂપ થઈ શકે. જ્ઞાનની વૃદ્ધિને લીધે અને નીતિશાસ્ત્ર અને સામાજિક પ્રથાઓના ઇતિહાસને બુદ્ધિપૂર્વક સમજવાને લીધે આજનો અજંપો ઉત્પન્ન થયો છે. ઘણા શિક્ષિત માણસોને લાગ્યા કરે છે કે જે અંતરનાદને તેઓ માનતા નથી તેને તેઓ અનુસરી રહ્યા છે, અને જે કર્તવ્ય તેમને અર્થ વગરનું લાગે છે તે તેઓ બજાવી રહ્યા છે. વધુ તંદુરસ્ત ટેવો ઉત્પન્ન કરવાની ઉત્સુકતાને લીધે તેઓ નૈતિક જીવનની ચાલુ કલ્પનાનો અસ્વીકાર કરે છે. એને લીધે સામાન્ય માણસની માન્યતાઓને અને લાગણીઓને આઘાત લાગે છે, એ વસ્તુ નવી ટેવો સામે દલીલ તરીકે નહિ વાપરી શકાય. આપણે આપણા પૂર્વજો કરતાં વધારે શિથિલ છીએ, એમ કોઈ કહે એટલે એ વસ્તુ સાચી જ છે અથવા આપણે માટે શરમાવા જેવી છે, એવું માની લેવાની જરૂર નથી. તેમણે જેને સાચી માની હતી એવી કેટલીય વસ્તુઓને આજે આપણે ખોટી ગણી ધિક્કારી કાઢીએ છીએ. આપણી રસવૃત્તિ બદલાઈ ગઈ છે. એક કાળ એવો પણ હતો જ્યારે આપણે આપણી પત્નીઓને વેચવામાં કશું ખોટું નહોતા માનતા. ગુલામોને વધસ્તંભે જડતાં નમ્ર સ્વભાવના સેનેકાને[૨૫] જરાય બેચેની નહોતી થતી. સીઝરે[૨૬] ગૉલ લોકો ઉપર કરેલી ચઢાઈઓ

કરતાં આપણી ગઈ મહાન લડાઈ ભયંકરતામાં લેશ પણ ઊતરે એવી નહોતી, છતાં આજે આપણે સીઝરની માફક ઠંડે પેટે લડાઈનો બચાવ નથી કરતા. નૈતિક ક્ષેત્રમાં પ્રકાશ ઝાંખો હોય છે અને તારાઓ પણ સ્થિર હોતા નથી. પણ એક રીતે આપણે આપણા પૂર્વજો કરતાં ઊતરતા છીએ એમ ચોક્કસપણે કહી શકાય. આપણે રૂઢિઓને અનુસરતા નથી એ મુશ્કેલી નથી, પણ આપણે બહુ જ સામાન્ય શક્તિના માણસો છીએ એ મુશ્કેલી છે. આપણા જીવન અને વિચારણામાં ક્ષુલ્લકતા સ્પષ્ટ દીસી આવે છે. આ ભયંકર ઊણપમાંથી જો આપણી પેઢીને બચાવવી હોય તો આપણે જે માર્ગ પસંદ કરીએ તે માર્ગે વીરતાપૂર્વક પુરુષાર્થ કરવા મંડી જવું જોઈએ. ખડતલપણું, તિતિક્ષા, સંયમ, ત્યાગ, માનવભાવ, સહિષ્ણુતા — ટૂંકમાં સ્વીકાર અને સાહસના નિયમને સ્વીકાર્યા વિના વીરત્વ ન સંભવે.

## કૌટુંબિક જીવન

માનવ જીવનની જુદી જુદી બાજુઓ — જેવી કે શારીરિક, ભૌતિક, માનસિક, લાગણીવિષયક, કલા-વિષયક, નૈતિક — દૈવી જીવન તરફ વિકાસ સાધવાનાં સાધનો હોઈ પવિત્ર છે. આપણે શરીરની ઉપેક્ષા ન કરવી જોઈએ, તેમ પ્રાણને ભૂખે ન મારવો જોઈએ.

આપણી પ્રકૃતિનાં બધાંય પાસાં ઉચ્ચતમ સ્વરૂપે સર્વતોભાવે અને વિપુલ પરિમાણમાં વ્યક્ત થાય એવું ધ્યેય આપણે રાખવું જોઈએ. લગ્નની સંસ્થા દ્વારા ઉચ્ચતર જીવન ઘડવાની કાચી સામગ્રી તરીકે આપણે કામવાસનાને સ્વીકારવી જોઈએ. અંધ કામનાની પ્રેરણાને વશ થવું એ તો સભ્યતા અને રહસ્યને નકારવા જેવું છે, એ તો કેવળ અવ્યવસ્થા અને અરાજકતા છે.

આદર્શ લગ્નમાં તો વિષયભોગ ધાર્મિક વિધિ બની જાય છે, આંતર લાલિત્યનું બાહ્ય ચિહ્ન બની જાય છે. સાચો પ્રેમ ટકી રહે એ માટે કોઈ ઉચ્ચ આદર્શની આવશ્યકતા હોય છે. બંનેને સામાન્ય એવું ધ્યેય હોવું જોઈએ જેની સાધનામાં બંને પ્રેમીઓ પોતાનું જીવન સમર્પણ કરે. પતિ અને પત્ની એકબીજાનો સ્વીકાર કરે છે અને બંનેમાં રહેલી અસમાનતાઓમાંથી એક સુંદર સંપૂર્ણ જીવન ઊભું કરે છે. સાચી મિત્રતાનો સંબંધ ઊભો કરવા તેમણે ભેગો પ્રયત્ન કરવાનો હોય છે; અને માર્ગમાં આવતી મુશ્કેલીઓનો હસતે મોઢે સામનો કરવાનો હોય છે. આ કાર્યમાં સફળ થવા ઇચ્છતાં હોય તો તેમણે ધીરજ અને સંયમ, ક્ષમા અને ઉદારતા ધારણ કરવાં જોઈએ અને સદા જાગ્રત રહેવું જોઈએ. માનવ વિકારોને બુદ્ધિ વડે મોળા પાડી શકાય છે પણ તેઓ

પૂરેપૂરા જતા નથી. ઉત્તમમાં ઉત્તમ માણુસ પણુ સંપૂર્ણુપણે બુદ્ધિપ્રધાન જીવ નથી હોતો પણુ બુદ્ધિ-પ્રધાન થવા માટે સતત મથતો જીવ હોય છે. લગ્ન-જીવનમાં જેટલો આનંદ છે એટલું જ દુઃખ છે. લગ્ન એ સંપૂર્ણ સુખમય અવસ્થા છે અને તેમાં કોઈ પણુ વસ્તુ આડે આવે એટલે તેનો અંત લાવવો જોઈએ, એવા ખોટા ખ્યાલને લીધે જ છૂટાછેડાની ઉત્પત્તિ થાય છે. છૂટાછેડાનું સામાન્ય કારણુ બેમાંથી કોઈ એકની બેવફાદારી કે વ્યભિચાર નથી હોતું, પણુ બંનેના સ્વભાવનો અને અભિરુચિનો ભેદ હોય છે. અનેક બાધાવિઘ્નોમાં થઈને લાંબે ગાળે બે વ્યક્તિ-ઓનો વિકાસ સાધવો એ લગ્નનો હેતુ છે, એમ જો આપણે સ્વીકારીએ તો આપણા માર્ગમાં આવતી દરેક મુશ્કેલીને આપણે વધુ પુરુષાર્થ કરવાની હાકલ તરીકે લેખીશું. આદર્શ લગ્ન આપણા ધ્યેયની ઉચ્ચતમ સિદ્ધિનું પ્રતીક છે. એનો અર્થ તો એ છે કે બંનેમાં ગેરસમજૂત થાય, બંને ક્રોધથી ગાંડાં બની જાય, લાગણીવશ થઈ જાય, વિચિત્ર ધૂનો ધરાવતાં હોય અને બંને વચ્ચે ભારે ભેદ હોય, એટલું જ નહિ પણુ હું તો કહું છું કે બંનેનું પતન થયું હોય, તોયે આપણે એકબીજાને વળગી રહેવાનું છે. છૂટાછેડા હમેશાં માણુસને પાડે જ છે. જે નબળા અને અણુ-વિકસેલા જીવો આંતર વિકાસને અને પરિપૂર્ણુતાને

નહિ પણ તંદુરસ્તીને અને સુખને જ માનવ જીવનનો હેતુ માને છે, તેઓ જ છૂટાછેડા લે છે. વિકાસ પામેલા આત્માઓ ભારે આઘાત પામે છે ત્યારે પણ દુઃખને બળપ્રદ વસ્તુ તરીકે જ સ્વીકારી લે છે, પણ ક્ષુદ્રજનો એમ નથી કરતા. પુરુષો કરતાં સ્ત્રીઓએ વધારે ધીરજ, સહિષ્ણુતા બતાવી છે. તેઓ જે પુરુષોને ચાહે છે તેના દોષો અને ગુનાઓ સુધ્ધાં તેઓ ભૂલી જાય છે. તેઓમાં એક પ્રકારની આધ્યાત્મિક શ્રેષ્ઠતા રહેલી છે, જે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

ઉચ્ચતર જીવનને સંતતિ ખૂબ સહાયભૂત બને છે. માબાપમાં રહેલો બાળકો પ્રત્યેનો નૈસર્ગિક પ્રેમ તેમને બાળકોની લાગણીઓ અને અનુભવોના સક્રિય સહભાગી થવા પ્રેરે છે. કેવળ પોતાનાં સુખનો જ વિચાર કરનાર અને બાળકો પ્રત્યેની પોતાની ફરજનો ખ્યાલ સુધ્ધાં ન રાખતાં તેમની તદ્દન અવગણના કરી તેમને છેક રવડતાં મૂકનાર માબાપો તો આધુનિક જમાનાની જ અધમ પેદાશ છે. રાજ્ય તરફથી બાળઉછેરની સંસ્થાઓ સ્થપાયાની વાતો આપણે કાને આવે છે, પણ એવી સંસ્થાઓ લોકપ્રિય નહિ થઈ શકે. બાળકોના અનેકવિધ વિકાસ માટે તેમને માબાપ તરફના પ્રેમની અને ઊંડી સમજની જરૂર હોય છે. માબાપનું સ્થાન બીજું કોઈ ન જ

લઈ શકે. માબાપનું જીવન જેમ વધુ ઊંડી આધ્યાત્મિકતાવાળું હશે તેમ તેઓમાં બાળકોની જવાબદારી બીજાને શિર નાખવાની વૃત્તિ ઓછી હશે. છૂટાછેડાના આંકડા ઉપરથી માલૂમ પડે છે કે તેમાં મોટો ભાગ નિઃસંતાન દંપતીઓનો હોય છે. ઘણીખરી સ્ત્રીઓમાં તેમ જ પુરુષોમાં પણ સંતતિની વાસના જાગ્રત હોય છે, અને જ્યાં સુધી એ વાસનાને મારી નાખવામાં નથી આવી ત્યાં સુધી લગ્ન એ મરણ સુધીની ભાગીદારી રહેવાનું.

આજના જમાનાનો અજંપો આપણને સાચી ચેતવણી આપી રહ્યો છે કે ભાગતું ફરતું અને એકાંતવાસી બ્રહ્મચર્ય, જેનો પાયો અજ્ઞાન અને બાહ્ય દબાણ ઉપર રચાયો હોય, તે બ્રહ્મચર્ય જ નથી. આજના સુધારકો જે આગ્રહ ધરે છે તે સાચો છે કે, એક પત્નીત્વ એ બેશક ઉચ્ચ આદર્શ છે, પણ એને લીધે જ્યારે લાખો સ્ત્રીઓને વિષયભોગ વિના રહેવાની કે વ્યભિચાર કરવાની જરૂર પડે છે, ત્યારે એનો વધુ વિચાર કરવાની જરૂર લાગે છે. લગ્નવિષયક નિયમો છેક કડક હોય કે છેક શિથિલ હોય, એ બન્નેમાં સરખી જ બેજવાબદારી રહેલી છે. સ્ત્રીઓ અને પુરુષો માટે નીતિના સરખા જ નિયમો રાખવા માટે કક્ષા નીચી ઉતારવાને બદલે ઊંચી ચડાવવાની જરૂર છે. સ્ત્રીઓ પોતાને હલકી પાડીને પુરુષોની સમાન કક્ષાએ

આવે તેના કરતાં પુરુષોએ ઊંચા ચડીને સ્ત્રીઓની સમાન કક્ષાએ પહોંચવું જોઈએ. યુગો થયાં સ્ત્રીઓ જે સજા ભોગવતી આવી છે તે સજામાંથી તેને નવા જ્ઞાને મુક્ત કરી છે, પણ આ નવી સ્વતંત્રતા અને જ્ઞાન ગમે એટલાં ભયાવહ હોય તોયે જ્યાં સુધી આપણે શ્રદ્ધા અને હિંમતપૂર્વક વસ્તુસ્થિતિનો સામનો કરતા રહીશું ત્યાં સુધી એ આપણો અધઃપાત નહિ કરી શકે. સંક્રાંતિકાળ દરમ્યાન આપણે અનિચ્છનીય પરિણામો વેઠવાં પડશે એ તદ્દન સાચું છે. પહેલાંની છોકરીઓ કરતાં આજકાલની નિશાળે જતી છોકરીઓ યૌન જીવન વધારે સમજે છે. તેઓની નવા જમાનાની વાતોથી ચોખલિયાઓને આઘાત થાય છે. જ્યાં સહશિક્ષણ પ્રચલિત હોય એવી શાળાઓમાં અને કૉલેજોમાં અનુચિત વ્યવહારને પ્રેરણા જરૂર મળે છે.

સ્ત્રીઓમાં અજંપો પેદા થવાનું સાચું કારણ એ છે કે એઓ જીવનવ્યવહારમાં પોતાનું સાચું સ્થાન ગુમાવી બેઠી છે. બાયરને કહ્યું છે,—"પુરુષનો પ્રેમ તો તેના જીવનનો એક અલગ અંશ જ હોય છે. પણ સ્ત્રીને તો પ્રેમ એ જ જીવનસર્વસ્વ હોય છે." આપણે સામાન્ય રીતે માનીએ છીએ કે સ્ત્રીનું ક્ષેત્ર ગૃહ છે, પણ ગૃહો તો જવા બેઠાં છે. યંત્રોને લીધે ઘરકામ ઘટી ગયું છે અને હોટેલોએ

ઘરનું સ્થાન લેવા માંડ્યું છે. એને લીધે શક્તિનો ખૂબ સંચય થયા કરે છે અને તેનો વ્યય કરવા માટે કોઈ યોગ્ય કામ મળતું નથી. આજે પતિ વધુમાં વધુ કામમાં રોકાયલો રહે છે. પત્નીને પુષ્કળ વખત ફાજલ રહે છે. તેની સર્વ શક્તિને રોકી લે એવું કોઈ રસિક કાર્ય ન મળવાને લીધે તે દુઃખી, વિચાર-વાયુગ્રસ્ત અને કોઈ પણ હેતુ કે અર્થ વિનાની નકામી વસ્તુ જેવી થઈ જાય છે. જો સ્ત્રી પાસે પૈસા હોય અને તે પોતાનો ફાજલ સમય મજા અને મૂર્ખાઈમાં, આનંદ અને વાસનાપૂર્તિમાં ગાળે તો આપણે તેનો વાંક ન કાઢી શકીએ. તેનું જૂનું કામ રહ્યું નથી અને નવું કામ મળ્યું નથી. આજે લગ્ન દ્વારા પૂરતું કે આખો સમય ચાલે એવું રોકાણ મળી રહેતું નથી. એક બાજુ પરિણીત સ્ત્રીની સ્થિતિ આવી ભયંકર થઈ પડી છે, ત્યારે બીજી બાજુ અસંખ્ય અપરિણીત સ્ત્રીઓની, નિઃસંતાન વિધવાઓની અને વ્યક્તિપ્રધાન સમાજમાં જ્યાં છોકરાં ઉંમરે આવતાં અને લગ્ન થતાં માને છોડી ચાલ્યાં જાય છે ત્યાંની વિધવાઓની સ્થિતિ એથીયે વધુ ભયંકર છે. આ બધી મુશ્કેલીનું મૂળ કારણ એ છે કે સ્ત્રીઓને પૂરતું કામ રહ્યું નથી. શૂન્ય જીવનની કંગાલિયત તેમને અસ્વાભાવિક માર્ગે ઘસડી રહી છે, અને તેમને રુચે એવું કોઈ કામ પૂરું પાડવું એ યોગ્ય જ છે.

પાશવી આનંદને મહત્ત્વ આપવાનો આગ્રહ રાખવામાં આધુનિક જમાનો ભૂલ કરે છે. વિવેકબુદ્ધિની કસોટીમાંથી પસાર થયા વિના સીધાં લાગણીમાંથી જ ઉદ્ભવેલાં કાર્યો આપણને પ્રાથમિક, હેવાનની જંગલી દશા તરફ પિછેહઠ કરાવે છે. મનુષ્ય ઉપર વિકારનો અમલ ન ચાલવો જોઈએ. એ સત્તા તો વિવેકબુદ્ધિને જ હોવી જોઈએ. આત્મસ્વાતંત્ર્ય કે આત્મપ્રગટીકરણનો અર્થ કાંઈ કામલોલુપતા થતો નથી. આપણે સ્વતંત્ર રીતે રહેવું જોઈએ અને આપણા અંતરમાંથી ઊગતાં ન હોય એવાં કોઈ પણ બંધનો આપણે સ્વીકારવાં ન જોઈએ એ સિદ્ધાંત તરીકે સાચું છે, પણ જુવાન અને બિનઅનુભવી મગજોને એ પ્રમાણે વર્તવા દેવું એ ભયાવહ છે. બહારના સંયમોમાંથી જ અંતરના સંયમો જન્મે છે. અને જેઓ બાહ્ય સંયમની પર ગયા હોય છે તેમને તેનું ઉલ્લંઘન કરવાનો હક છે. માણસ સ્વતંત્રતા પ્રાપ્ત કરે ત્યાં સુધી તેને પોતાની જાતને નિગૃહીત કરવામાં મદદ કરવી જોઈએ. જુવાન અને નાદાન સ્ત્રીપુરુષો પોતાની ઇચ્છા પ્રમાણે નહિ વર્તી શકે અને પોતાની ક્ષણિક ઇચ્છા પ્રમાણે સંબંધો નહિ બાંધી શકે. લગ્ન એ શી વસ્તુ છે અને તેનો હેતુ શો છે તે વિષે ખોટા આદર્શો મનમાં રાખી બિનજવાબદાર અને હળવે મને લગ્ન નથી કરવાનાં હોતાં.

જે લગ્ન એક કલાક પણ ટકે તેને 'કાયદેસર' લગ્ન કહેવું, એવો જે આધુનિક ખ્યાલ છે, એ તો અજબ હાસ્યાસ્પદ છે. જાંગડ લગ્નો એટલે પરવાનો લઈને કરેલો વેશ્યાચાર. એ લગ્નો ભૂતકાળની પ્રણાલિકાને કોરે મૂકે છે એટલું જ નહિ, પણ માનવજાતના ભાવિ આદર્શને પણ ટોલ્લે ચડાવે છે. લગ્નનો એક માત્ર હેતુ આધ્યાત્મિક સાક્ષાત્કાર નહિ પણ વિષયવાસનાની તૃપ્તિ છે એમ મનાય છે. બંધનો સામેના બળવાના જુસ્સાને લીધે, અને ઉત્સાહના પ્રથમ ઉછાળાને લીધે, કદાચ સ્ત્રીપુરુષો પૂરા મનથી તેને વધાવી લેશે, પણ જ્યારે તેઓ પુખ્ત થશે ત્યારે તેમને સમજાશે કે આવાં લગ્નો તેમને કામવાસનાની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ કે આધ્યાત્મિક દૃષ્ટિએ—કોઈ પણ દૃષ્ટિએ હિતકર નથી.

## આર્થિક સંબંધો

કોઈ વસ્તુનો દુરુપયોગ થતો હોય તેથી કંઈ તેના સદુપયોગમાં ઊણપ આવતી નથી. વિજ્ઞાન ધીમે ધીમે આપણા હાથમાં એવી શક્તિ અને સાધનો મૂકી રહ્યું છે કે, જેનો જો આપણે બુદ્ધિપૂર્વક ઉપયોગ કરીએ તો કુદરતનાં વિઘાતક સ્વરૂપો સામે પણ મનુષ્યજીવન જળવાઈ રહે. પ્રાચીન ગ્રીસે ગુલામો રાખીને જે સંસ્કાર અને મોજમજા

મેળવ્યાં હતાં, તે મેળવવાની તક વિજ્ઞાનને લીધે આખા સમાજને મળી રહેશે. ધર્મ આપણને એમ નથી કહેતો કે મિલનાં કાપડ કરતાં ખાદી સારી છે, અથવા મોટર કરતાં બળદગાડી ચડિયાતી છે. માત્ર આપણે એટલી સાવચેતી રાખવાની છે કે આપણે યંત્રોના ગુલામ ન બની જઈએ. માણસોને અંધારાં ભોંયરાંમાં અને ધૂમાડાભર્યાં શહેરોમાં પૂરી મૂકવાનાં અને હરિયાળાં ખેતર કે નીલ આકાશનાં દર્શન પણ ન લઈ શકે એવી સ્થિતિ કરી મૂકવાનાં સાધન તરીકે આપણે એ યંત્રોનો ઉપયોગ ન કરવો જોઈએ.

મહેનત અને ફુરસદ વચ્ચે વિરોધ ઊભો થયો છે એનું કારણ એ છે કે, આપણે આપણાં કામમાં રસ લેતા નથી. કામમાં મન જ્યારે સંપૂર્ણ અને સક્રિય ભાગ લે છે ત્યારે તે કામ આનંદપૂર્ણ બની જાય છે. આજે એ સહકાર રહ્યો નથી. સમાજને જીવનની જરૂરિયાતો પૂરી પાડવા માટે આપણે કંટાળો વેઠી લઈએ છીએ. આપણે કામને આનંદમય બનાવવું જોઈએ અને કામદારોએ આખા ધંધાની સામાન્ય વ્યવસ્થામાં રસ લેવો જોઈએ.

માણસના આચરણને ઘડનાર વસ્તુઓમાં કેટલીક ભૌતિક અને આર્થિક હોય છે, જેવી કે, ધન, આનંદ, મોભો, અને સત્તા; અથવા કેટલીક સામાજિક અને આધ્યાત્મિક હોય છે, જેવી કે,

પ્રામાણિકતા, જ્ઞાન, ન્યાય્ય વ્યવહાર, સહાનુભૂતિ, સમજ, ન્યાયવૃત્તિ અને સેવા. કામ પ્રત્યે આપણે એવી વૃત્તિ ન રાખવી જોઈએ કે, એ તો માત્ર એક ધંધો છે અને એનું મૂલ્ય ભૌતિક આર્થિક દષ્ટિએ જ અંકાવાનું છે, પણ આપણે એમ માનવું જોઈએ કે, આપણે સમાજની જરૂરિયાતો પૂરી પાડવાને કામ કરી રહ્યા છીએ. જુદા જુદા કામદારોએ અલગ પડી જવાને બદલે આપણે બધા જીવંત શરીરનાં અંગો છીએ એવી ભાવના કેળવવી જોઈએ. આપણામાં પરસ્પરને સમજી લેવાની શક્તિનો અભાવ છે તે આપણે દૂર કરવો જોઈએ, અને વ્યક્તિ અને સમષ્ટિમાં એક જ જીવન રેલી રહ્યું છે, એનો વધુ જીવંત અને સર્વવ્યાપી ખ્યાલ મેળવી લેવો જોઈએ. કામ કરતી જુદી જુદી સંસ્થાઓએ સમભાવ કેળવવો જોઈએ અને પરસ્પરાવલંબનની ભાવનાથી પ્રેરિત થવું જોઈએ.

સંપત્તિ એ જ સર્વસ્વ નથી. એ સઘળી ઉત્તમ વસ્તુઓ નથી ખરીદી શકતી. મનનું અને આત્માનું સુખ, સંતોષ અને સદ્‌ભાવ જેવી અતિશય ઇચ્છનીય વસ્તુઓ પૈસા વડે ખરીદી શકાતી નથી. જીવનમાં કેવળ ઉપયોગિતાવાદનું જ નથી ચાલતું. માણસો કાંઈ માત્ર મજૂરો અથવા પૈસા પેદા કરનારા જ નથી. તેઓ માનવ પ્રાણી છે અને સૌંદર્ય-પ્રેમ

અને મનની કેળવણી જેવી માનવ ભાવનાઓ તેમને આકર્ષે છે. જ્યાં સુધી આપણને ચિત્તની શાંતિ અને સ્વતંત્રતા ન મળે, ત્યાં સુધી બાહ્ય શિષ્ટતા આપણને કશા કામમાં નથી આવવાની. માણસની ભૌતિક સ્થિતિ સુધારવાની ઉત્કંઠામાં આપણે સામાજિક પ્રણાલિકાઓમાં પરિવર્તન કરવા ઉપર અને આધુનિક જીવનની જટિલ વ્યવસ્થાનું બાહ્ય સ્વરૂપ સુધારવા ઉપર ભાર દઈ રહ્યા છીએ, પણ માણસની ઈચ્છિત વસ્તુના ગુણમાં અને પરિમાણમાં જ્યાં સુધી સુધારો નહિ થાય, ત્યાં સુધી સામાજિક પ્રણાલિકાઓમાં અને વ્યવસ્થામાં ગમે તેટલા સુધારા કર્યે કંઈ જ વળવાનું નથી. વિજ્ઞાન આપણને જીવનમાંથી કૂવડપણું અને વ્યર્થતા દૂર કરવામાં અને ફુરસદ મેળવવામાં મદદ કરે છે, પણ આપણી ફુરસદનો સદુપયોગ કરતાં આપણે શીખી જવું જોઈએ. આ માટે સાચી કેળવણીની જરૂર છે.

### રાજકારણ

લોકશાસનનો ખરો અર્થ એ છે કે સમાજનું સ્વરાજ. જે સમાજ ઉપર ઓછામાં ઓછું શાસન ચાલે તે સમાજ ઉપર ઉત્તમ શાસન ચાલે છે એમ કહેવાય. જેઓ માનવ પ્રકૃતિનો આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર નથી કરતા તેઓ રાજ્યનો અંકુશ વધારવામાં

માને છે. જો આપણે માનવ સ્વભાવમાં રહેલ જંગાલિયતને બદલે ઉદાત્તતાને મહત્ત્વની ગણીએ તો પછી આપણે બાહ્ય તંત્ર આપણી પ્રકૃતિ ઉપર અંકુશ સમાન છે એવું નહિ માનીએ. દરેક પ્રકારનું તંત્ર એ સ્વતંત્ર થવાનું સાધન જ હોય છે.

લોકતંત્રમાં સમાજની ઇચ્છાને જ સર્વોપરી સ્થાન હોય છે, એમ કહેવાય છે. પણ સમાજની ઇચ્છા જકાતના સુધારા કે હિંદી રાજબંધારણ જેવા કૂટ પ્રશ્નોનો નિકાલ નહિ લાવી શકે. કેટલાક દેશોમાં લોકતંત્ર સફળ થયું છે તેનું કારણ એટલું જ કે તે સાચું લોકતંત્ર જ નથી. લોકતંત્ર હજી અસિદ્ધ ધ્યેય જ રહ્યું છે. જો આપણે એને વ્યવહાર્ય સિદ્ધાંત તરીકે સ્વીકારી લઈએ તો એનો અર્થ એ થયો કે, દરેક વ્યક્તિને કેટલાક જન્મસિદ્ધ હક હોય છે. ગમે તે ધંધો કરતી કોઈ પણ સ્ત્રી કે પુરુષ સાથેના આપણા વ્યવહારમાં આપણે એ હકો જાળવવા જોઈએ. માણસનું વ્યક્તિત્વ પવિત્ર વસ્તુ છે, અને દરેક વ્યક્તિને પોતાની પ્રકૃતિનો વિકાસ સાધવાની છૂટ હોવી જોઈએ. દરેક માણસમાં જેટલા ઊંચા ચડવાની શક્તિ હોય તેની નજીકમાં નજીક એણે પહોંચવું જોઈએ. લોકતંત્રનો અર્થ એવો નથી કે દરેક માણસની કુદરતી શક્તિ, વિશિષ્ટ સ્વભાવ અને વ્યક્તિગત પ્રયત્ન ગમે તેવો

હોય તોયે તે તત્ત્વજ્ઞાન અને સાહિત્ય, કળા અને વિજ્ઞાન, કાયદો અને સમાજશાસ્ત્ર જેવા વિષયો સંબંધે મત આપવાને સરખી જ યોગ્યતા ધરાવે છે. આપણે આઈન્સ્ટાઈનનો સિદ્ધાંત[૨૭] ખરો છે કે ખોટો એનો નિર્ણય લોકોના મતની ગણતરી કરીને નથી કરતા. માણસ બુદ્ધિશાળી પ્રાણી છે એટલા જ ઉપરથી એવું ન કહી શકાય કે, તે હમેશાં બુદ્ધિપૂર્વક જ કામ કરશે, અથવા તે દરેક બાબતમાં પોતાની બુદ્ધિ વાપરશે. લોકતંત્રનો અર્થ એ નથી કે આપણે બધા સરખા છીએ. માણસો જન્મે ત્યારે શરીરમાં અને બુદ્ધિમાં સમાન નથી હોતા. કોઈ જાડો હોય છે તો કોઈ પાતળો હોય છે, કોઈ ઊંચો હોય છે તો કોઈ ઠીંગણો હોય છે, કોઈ મોટો હોય છે તો કોઈ નાનો હોય છે. ભેદોનો નાશ કદી ન થઈ શકે. વળી કોઈપણ જાતની સમાજવ્યવસ્થા સૌને તદ્દન સરખી તક ન આપી શકે, એ પણ સાચું છે. કારણ, તકનો લાભ લેવાનો આધાર વ્યક્તિની સામાજિક પરિસ્થિતિ ઉપર અને તે પ્રસંગે તે શી રીતે વર્તે છે, તેના ઉપર રહે છે. આમ છતાં સૌને સરખી તક મળવી જોઈએ એ સંગીન સામાજિક આદર્શ છે. - આપણે અજ્ઞાન અને દારિદ્રયની અડચણો દૂર કરવી જોઈએ અને ઉત્તમ કળા અને સાહિત્યનાં ઊંડાં મૂળ પ્રજાના અંતરમાં

ઘર કરે એમ કરવું જોઈએ. આપણે દેશની નૈતિક ભૂમિકા ઉચ્ચતર બનાવવી જોઈએ, અને પ્રત્યેક વ્યક્તિને આત્મજ્ઞાન મેળવવામાં અને લાગણી, વિચાર અને ઇચ્છાશક્તિનો એકરાગ સાધવામાં મદદ કરવી જોઈએ. લોકતંત્ર એ કાંઈ સ્વાભાવિક સ્થિતિ નથી; પણ પ્રયત્ન અને કેળવણી દ્વારા પ્રાપ્ત. કરવાનો આદર્શ છે. આજે રાજકીય વ્યવસ્થા તરીકે તે નબળું પડ્યું છે, એનું કારણ એ છે કે બધા મતદાર પૂરતા પ્રામાણિક અને બુદ્ધિમાન નથી. મતદારની બુદ્ધિમાં અને આગેવાનોની પ્રામાણિકતામાં સુધારોવધારો થશે તેની સાથે જ લોકતંત્ર કદાચ વધુ સફળ નીવડશે. આદર્શભૂત પરિપૂર્ણતાની સ્થિતિથી એ ગમે એટલું ઊણું હોય તોપણ પ્રજા-હિતાર્થે એકહથ્થુ સત્તાના ટૂંકા ગાળાઓને બાદ કરીએ તો ભૂતકાળમાં થઈ ગયેલી બધી રાજ્ય-વ્યવસ્થાઓ કરતાં એ સારું જ છે. રાજ્યવ્યવસ્થામાં મતદારોને જે હિસ્સો મળે છે તેને લીધે બધી ટીકાઓ અને અસંતોષ વ્યક્ત થવા પામે છે, અને તેથી કરીને લોકતંત્ર સામાજિક શાંતિ અને સ્થિરતામાં વધારો કરે છે.

### આંતરરાષ્ટ્રીય સંબંધો

કેવળ રૂઢિગત ટીકાઓ કરવાથી, શુભાશાઓ વ્યક્ત કર્યા કરવાથી અને સુંદર સુંદર શબ્દની ફૂલ-

ગૂંથણી કરવાથી સમસ્ત માનવજાતનું એક વિશ્વતંત્ર નહિ સ્થાપી શકાય. એ સ્થપાય તે પહેલાં જુદી જુદી પ્રજાઓ વચ્ચે ભ્રાતૃભાવ અને બંધુતાની ભાવના કેળવવાની અનિવાર્ય જરૂર છે. ગેરસમજૂત અને ખોટી રાષ્ટ્રભક્તિ આજકાલ ભયંકર કાર્ય કરી રહી છે. આપણે જે પ્રજાને સમજતા નથી તેને જ આપણે ધિક્કારીએ છીએ. જ્યારે ન્યૂમેન બાળક હતો ત્યારે નેપોલિયન સાથેના યુદ્ધમાં કેદ પકડાયલા ફ્રેન્ચમેનોને લંડન શહેરના મહોલ્લાઓમાં થઈને લઈ જતા હતા, ત્યારે તેણે એ લોકોની પૂંછડી જોવા માટે કેટલાય અંગ્રેજોને તેમના ડગલા પાછળથી ઊંચા કરતા જોયા હતા. ફ્રેન્ચ લોકો વાનર છે એ વાત અંગ્રેજો એટલા બધા ભોળપણ અને ગંભીરતાથી માનતા હતા. આપણે આપણા દુશ્મનોમાં વાનરની પૂંછડી નહિ તોયે તેને મળતી જ જાતિગત કોઈ વિશિષ્ટતાઓ જોઈએ છીએ. આપણા દુશ્મનો જાણે માણસો જ નથી, મૂર્તિમંત દુશ્મનો જ છે. હમણાં જ હિંદુસ્તાન વિષે એક ધમધમાટીભર્યું પુસ્તક[૨૮] બહાર પડ્યું છે. તેમાં આખી પ્રજા ઉપર આરોપો મૂકી એવું સિદ્ધ કર્યું છે કે એ પ્રજાને પૃથ્વીના પડ ઉપરથી ઉખેડી ન નાખીએ તોપણ એને સ્વતંત્રતા તો ન જ આપીએ. મને એવો ભય રહે છે કે પ્રજાઓ કૂતરાઓની માફક એકબીજાનાં ગુહ્ય અંગોને સૂંઘવા

માટે જ નજીક આવે છે, એ કાર્લાઈલનું વચન આજે પણ જૂનું થયું નથી. જગતની શાંતિનો આધાર સહી કરેલા દસ્તાવેજો અને કાગળ ઉપર થયેલી સંધિઓ, આર્થિક કરારો અને રાજકીય જોડાણો ઉપર નથી, પણ સંસ્કારી માણસોનાં મન અને અંતઃકરણ એક થાય અને જ્ઞાન અને આદર્શોની આપલેમાં વધારો થાય એના ઉપર છે. જ્યાં સુધી આપણે ભૌતિક વિજય અને વ્યાપારની જાહોજલાલીની પાછળ મચ્યા હોઈએ ત્યાં સુધી આપણી અને આપણા પડોશી વચ્ચે ભેદો રહે છે, પરંતુ જ્યારે આપણે કોઈને વહેંચવાથી ન ખૂટે એવા આત્માના ભંડારો અને મનના આનંદોનો વિચાર કરીએ છીએ, ત્યારે તે પડોશીઓમાં પણ આપણા જેવી જ માનવપ્રકૃતિ ધબકારા મારી રહી છે એમ આપણને લાગે છે. એ વસ્તુઓ જ આર્થિક ઝઘડાઓની કડવાશને શાંત પાડશે, અને જેના ઉપર વિશ્વની શાંતિનો આધાર છે, એવાં સમજણ અને સમભાવ તરફ આપણાં મનને વાળશે.

વિચાર અને લાગણીની એકતા સાધવા ઉપરાંત યુદ્ધ પ્રત્યે પ્રજાનું માનસ બદલવાની જરૂર છે. માનવજાત હમેશાં યુદ્ધ ઉપર જ આધાર રાખતી આવી છે અને હમેશાં રાખતી રહેશે, એવું જે સંશયવાદીઓ કહે છે તેમનું કહ્યું માનશો નહિ. ગુલામી, દ્વંદ્વયુદ્ધ[૨૯], વગેરે વગેરેના સમર્થકો પણ

એમ જ કહેતા હતા. આપણે માણસના ચિત્તને ધીમે ધીમે બદલી શકીએ છીએ. શાંતિવાદ અને આંતરરાષ્ટ્રીયતા એ કાંઈ વાયરલેસ કે ટેલિફોન જેવું વૈજ્ઞાનિક સાધન નથી કે જગત એને એકદમ ગ્રહણ કરી શકે. એ તો નાજુક છોડ છે અને એને ઉછેરતાં લાંબો સમય લાગશે. એના વિકાસ માટે ધીરજ અને સહિષ્ણુતા, પરસ્પર સમજ અને આદરની જરૂર છે. બાળપણથી જ આપણે માણસને માનવજાત એક જ છે એમ માનતાં શીખવવું જોઈએ. લોકો શાંતિને જ ચાહે એવી ઇચ્છા આપણે તેમનામાં પેદા કરવી જોઈએ, અને એવું જાહેર કરવું જોઈએ કે યુદ્ધ એટલે ઘરનો ઝઘડો—ઘર ફૂટયે ઘર જાય. જે લોકોએ સંપથી રહેવું એવી કુદરતની અને વિધાતાની ઇચ્છા હતી, તેમની વચ્ચે આ લોકોએ બનાવટી વેર ઊભાં કર્યાં છે. "તમે ભાઈઓ છો, તો તમે એક બીજા પ્રત્યે અન્યાય કેમ કરો છો?" માણસમાં રહેલી ઘણાને લૂંટીને થોડાએ મોજ કરવાની, ઝઘડા જમાવવાની જંગલી વૃત્તિ ઉપર એ લોકોએ જે ખોટો ઢોળ ચડાવ્યો છે તે આપણે ખુલ્લો પાડી દેવો જોઈએ. જીવનને પવિત્ર ગણવાની ભાવના દિનપ્રતિદિન વધતી જાય એ વિષે આપણે આગ્રહ રાખવો જોઈએ. આપણે સમજવું જોઈએ કે યુદ્ધોને લીધે લોકો હિંસાથી ટેવાઈ જાય છે અને

જે કડવાશભર્યા વિકારોને સંસ્કૃતિ દાબી દેવાનો પ્રયત્ન કરી રહી છે તેને જ તે ઉત્તેજે છે. શારીરિક તેમ જ અન્ય પ્રકારની હિંસા હલકી ભુખાળવી પ્રકૃતિમાંથી જન્મે છે, એમાં કશું રહસ્ય હોતું નથી; અને તે બધીય સામાજિક ભાવનાઓનો નાશ કરે છે. સૌથી પહેલાં મારો દેશ, સૌથી છેલ્લે પણ મારો દેશ અને સદાકાળ મારો દેશ, એવી નીતિ સ્વીકારનાર રાષ્ટ્રપૂજાધર્મ એવો કેફ છે કે જે આપણી વિશ્વમાનવની ઉચ્ચતર દૃષ્ટિને આંધળી બનાવી રહ્યો છે. 'ધ ચિકાગો ટ્રિબ્યુન' નો ધ્યાનમંત્ર આ છે: "અમારો દેશ, બીજા દેશો સાથેના વ્યવહારમાં ન્યાયપરાયણ રહે એમ અમે ઇચ્છીએ છીએ. પણ સાચો હોય કે ખોટો હોય તોયે અમો અમારા દેશનો જ પક્ષ કરીશું." રાષ્ટ્ર અભિમાન અને સ્વમાનને પણ યોગ્ય સ્થાન છે, એનો અમો વિરોધ નથી કરતા. જે વસ્તુ ભયંકર છે તે તો રાષ્ટ્રીય દર્પ અને અસહિષ્ણુતા છે. ખોટી રાષ્ટ્રપૂજાની ભાવના જ પોતાના દેશની સરકારની બધી ભૂલો માફ કરે છે અને સરકારને નીતિથી પર માને છે. રાજ્ય કદી ખોટું કરે નહિ, રાજ્ય બધી ટીકાઓથી પર છે, એણે ઉપાડેલી બધીય લડાઈઓ ન્યાય્ય છે, એવું પ્રતિપાદિત કરનાર રાજ્યને સર્વશ્રેષ્ઠ માનનાર ઉદ્ધત સિદ્ધાંત અધર્મના અર્ક જેવો છે. આમ છતાં

આજે એ જ જગતનો ધર્મ થઈ પડ્યો છે, અને એના અનુયાયીઓ પાસે ભારે ભોગ માગી રહ્યો છે. બીજા કોઈ પણ ધર્મે કદી આવો વગર ફોગટનો અને ઢગલાબંધ માનવી ભોગ માગ્યો નથી. બોલ્શેવિકો જાતિ કે દેશનો ભેદ રાખ્યા વિના આખી માનવજાતનો ઉદ્ધાર કરવાની નેમ રાખે છે. રશિયાને તેઓ એક રાષ્ટ્ર માનતા નથી પણ પોતાની માન્યતાનો પ્રચાર કરવાની સંસ્થા તરીકે ગણે છે. તેઓ જેટલે અંશે કેવળ રાષ્ટ્રપૂજા ધર્મનું બળ ઓછું કરે છે તેટલે અંશે તેઓ સાચે માર્ગે પળે છે. લેસિંગે કહ્યું છે,—"રાષ્ટ્રપૂજાની ભાવના એ એવી એક વીરત્વપૂર્ણ દુર્બળતા છે કે જે આપણામાં ન હોય એ જ સારું." જેમ પશુબળના કાયદા કરતાં ઉચ્ચતર બીજો કાયદો છે, તેમ સ્વદેશાભિમાન કરતાં પણ ઉચ્ચતર પ્રેમ હોય છે. પોતાના દેશ પ્રત્યેની નિષ્ઠાને અને તેના કરતાં વિશાળ એવી સમસ્ત માનવજાત પ્રત્યેની નિષ્ઠાને મેળ ન જ ખાય એવું નથી. પ્રજાઓ એ માનવજાતના કુદરતી ઘટકો છે, અને દરેક પ્રજા તેના વિશિષ્ટ ભૂતકાળ અને ઐતિહાસિક પ્રણાલિકાઓમાંથી મળતી પ્રેરણાથી આગળ વધી રહી છે. માત્ર જો કોઈ પ્રજા અતિશય સંકુચિત રીતે પોતાની વિશિષ્ટતાને વળગી રહે તો તે ભયાવહ ખરું. પોતાના દેશની બડાઈ હાંકવી એ પણ

આપવડાઈ હાંકવા જેટલું જ નિંદ્ય ગણાવું જોઈએ. હલકી જાતના વેપારી આડતિયાઓની પેઠે પોતાની સંસ્થાઓનાં અને માન્યતાઓનાં વખાણ કર્યા કરવાનો કશો અર્થ નથી. રાષ્ટ્રીયતા એટલે ખોટી બડાશ પણ નહિ, અસહિષ્ણુતા પણ નહિ.

જગતનું ઐક્ય સાધવાના બે માર્ગો છે, આખા જગતનું એક સામ્રાજ્ય બનાવી દેવું અથવા તો આખા જગતનું એક પ્રજામંડળ બનાવવું. પહેલું બની શકે એમ નથી, કારણ, રાષ્ટ્રીયતા એના માર્ગમાં ભારે આડખીલીરૂપ છે. એ સ્વપ્ન તો મરણ સટોસટની લડાઈ વિના ફળે એમ જ નથી. અને કદાચ એ લડાઈમાં આખું જગત નાશ પણ પામે. કોઈ એક મહાન પ્રજા પોતાની મહત્તા સિદ્ધ કરી શકે એટલા ખાતર બાકીની દુનિયાએ શા માટે નાશ પામવું? યુદ્ધનો માર્ગ અતિશય ખર્ચાળ છે, અતિશય ભયંકર છે, અને કોઈ પણ એક સામ્રાજ્ય પાસે બાકીની આખી દુનિયાને કબજે કરવાની સાધન-સામગ્રી છે નહિ. ગમે તેમ તોયે વિશ્વના સર્જનહારે આખી માનવજાતને એક જાતની નથી બનાવી. એણે જુદી જુદી પ્રજાઓનાં જુદાં જુદાં રાષ્ટ્રો બનાવ્યાં છે. પણ એક ઉચ્ચતર સમન્વયમાં રાષ્ટ્રીય ધ્યેયોને સમાવી દેવાનો અને આંતરરાષ્ટ્રીયતા જગાડવાનો બીજો વધુ સહેલો અને બુદ્ધિમાં ઊતરે એવો માર્ગ

છે. આ પ્રયત્નમાં હરેક પ્રજાએ પોતાનો ભાગ ભજવવો જોઈએ. વ્યવસ્થિત પ્રજાઓના ઘટકો મળીને એક માનવજાત બનવી જોઈએ. આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા ન્યાયના પાયા ઉપર રચાવી જોઈએ. એશિયા જો યુરોપને પગલે ચાલે અને આર્થિક ચૂસણનો અને રાજકીય હુમલાનો સફળતાથી સામનો કરે તો યુરોપની સ્થિતિ કફોડી થઈ પડે એવું માનવું એ વિચિત્ર પ્રકારનો તર્ક છે. આપણું સ્વદેશાભિમાન એ તો ઈશ્વરની ઇચ્છાથી જન્મેલું છે, અને બીજા લોકોનું સ્વદેશાભિમાન એ તો શયતાનનું ઉપજાવેલું છે! જો કોઈ દેશ આજ ચાલતી આવેલી ચૂસણ-નીતિનો સ્વીકાર કરવા ના પાડે તો આપણે તે દેશને ભયસ્વરૂપ ગણીએ છીએ. જગતની શાંતિનો આધાર અમુક પ્રજાઓની ગુલામી ઉપર નહિ પણ બધી પ્રજાઓનાં સ્વાતંત્ર્ય ઉપર છે. આંતરરાષ્ટ્રીય સહકાર શક્ય બને તે પહેલાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની સ્થાપના થઈ જવી જોઈએ, અને હરેક પ્રજાને સ્વતંત્રતા આપવાની જગતની નેમ હોવી જોઈએ. જગતના અમુક ભાગો બીજા કરતાં વધુ પછાત હશે, એ ખરું, પણ તેમની નબળાઈનો આપણે ખોટો લાભ ન ઉઠાવવો જોઈએ. જે પ્રજા પોતાની પાડોશની બીજી નબળી પ્રજા ઉપર દાદાગીરી ચલાવે છે તેને પણ બધાય ન્યાયી માણસો પોતાના પાડોશીની લાચારીનો

લાભ ઉઠાવનાર માણસના જેટલી જ દોષિત ગણશે. વ્યક્તિઓની જેમ પ્રજાઓને પણ સમભાવ જોઈએ છે. જે પ્રજાઓ યુગજૂના પૂર્વગ્રહોમાંથી પોતાને છોડવવાનો પ્રયત્ન કરી રહી છે, તેમના પ્રત્યે રાજકીય બાબતમાં આગળ વધેલી પ્રજાઓએ વડીલપણાની અને નિયંત્રણની દૃષ્ટિએ નહિ, પણ સમભાવ અને સેવાની નજરે જોવું જોઈએ. પૂર્વના દેશોની જાગૃતિ પશ્ચિમને ભયાવહ છે એમ ન ગણવું જોઈએ. ચીનમાં આજે ભારે ઊથલપાથલ ચાલી રહી છે. હિંદ આજે સ્વતંત્ર થાય કે કાલે એટલો જ પ્રશ્ન છે. તુર્કસ્તાન, ઈરાન અને અફઘાનિસ્તાન ઝડપભેર સુધરી રહ્યાં છે, આ બધું જગતને હિતકર જ છે. કોઈ પણ પ્રજા બીજી પ્રજાઓને વિષે બેપરવા રહીને જીવી નહિ શકે. પ્રજાઓમાં પરસ્પરાવલંબન ઝપાટાભેર વધી રહ્યું છે અને માનવજાતના ઉજ્જવળ ભાવિની આશાએ આપણાં ઉરમાં જ્યાં જ્યાં અન્યાય અને અત્યાચાર નજરે ચડે ત્યાં ત્યાં તેની સામે મોરચા માંડવાનો ઉત્સાહ પ્રેરવો જોઈએ.

માત્ર ઉચ્ચ આદર્શો હોય એટલું જ બસ નથી, કામ કરવાની આવડત પણ જોઈએ. પ્રજાસંઘ અને કેલોગ પૅકટ[૩૦] લોકમત કેળવવાનાં સાધન તરીકે ઉપયોગી છે. આમ છતાં ઘણાના મનમાં એવો શક ઘર કરી બેઠેલો છે કે, એ તો આજની સ્થિતિને

ચાલુ રાખવાનું અને તેનો બચાવ કરવાનું મિત્ર રાષ્ટ્રોનું સાધન માત્ર છે. એ સંસ્થાએ બધાંય રાષ્ટ્રોને સ્વાતંત્ર્ય અને સંરક્ષણ મળે એવી સ્થિતિ ઉત્પન્ન કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે એમ બધા સ્વીકારતા નથી. કેલૉગ પૅકટના ઘડનારે એમ જાહેર કર્યું કે 'આત્મરક્ષણ માટે યુદ્ધ કરવાની જરૂર ઊભી થઈ છે કે નહિ એનો નિર્ણય તે તે પ્રજાએ પોતે કરી લેવાનો છે,' એટલે તેની કિંમત પુષ્કળ ઘટી ગઈ છે. રાજ્યનીતિ તરીકે યુદ્ધને જો આપણે છોડી દેવા માગતા હોઈએ, તો તેમાં કોઈ પણ પ્રકારનો અપવાદ ન જ હોવો જોઈએ. ન્યાય-પૂર્ણ યુદ્ધ જેવી કોઈ વસ્તુ હોઈ જ ન શકે. રાજનીતિના અંગ તરીકે આપણે યુદ્ધનો ત્યાગ જ કરવો જોઈએ. આત્મરક્ષણ માટે પણ જ્યારે કોઈ યુદ્ધનો આશરો લે ત્યારે પણ આપણે તેનો બચાવ ન કરવો જોઈએ. કારણ કે આત્મરક્ષણમાં તો ભાવિ ભયનો સમાવેશ કરી શકાય, અને એ દૂર કરવા સામા હુમલાને પણ ન્યાય્ય ઠરાવી શકાય. જ્યાં સર્વત્ર સંધ્યાની છાયા પ્રસરેલી હોય ત્યાં પ્રકાશ અને અંધકાર વચ્ચે રેખા આંકવી મુશ્કેલ હોય છે. વળી હિંસાનો જવાબ સામી હિંસાથી મળવાનો જ અને તેમાં સત્યનો જ જય થાય એવો સંભવ ખૂબ ઓછો છે. જ્યાં સુધી રાષ્ટ્રો પોતપોતાના વર્તુળમાં

ઘૂમ્યા કરે છે ત્યાં સુધી અથડામણ તો થવાની જ. નવાં નવાં અને નિતનિત વિશાળ થતાં જતાં બજારોની શોધ કરતાં કરતાં ધરતીના પડ ઉપર પ્રત્યેક ચકલે જગતની પ્રજાઓનો ભેટો થવાનો જ. પણ એવા ઝઘડાઓનો નિકાલ પશુબળથી નહિ પણ બુદ્ધિથી લાવવો જોઈએ. આપણે સર્વસામાન્ય ધારાધોરણો નક્કી કરવાં જોઈએ, આખા જગતની સંમતિ જેને મળે એવી વરિષ્ટ અદાલત સ્થાપવી જોઈએ, અને તેના ચુકાદાની અમલ બજાવણી કરે એવી પોલીસ સંગઠિત કરવી જોઈએ. જ્યાં સુધી દુનિયાનાં મોટાં મોટાં રાજ્યો જે સત્તાને પશુબળ દ્વારા ટકાવી રાખવા તૈયાર છે, તે સત્તાનો અંશ પણ જતો કરવા તૈયાર ન થાય, ત્યાં સુધી પ્રજાસંઘ અને પેક્ટો—કરારો હસારત સમાન છે.

ધાર્મિક આદર્શવાદ એ જ જગતમાં શાંતિ સ્થાપવાનું સારામાં સારું સાધન છે. જ્યાં સુધી આપણે ફરજો અને હકોની વાતો કર્યા કરીએ છીએ ત્યાં સુધી આપણે માણસના વિરોધી સ્વાર્થોનો સમન્વય નથી કરી શકવાના. સંધિઓ અને મુત્સદ્દી કરારો કદાચ આવેશને રોકે પણ ભયને દૂર ન જ કરી શકે. આપણે જગતને માનવપ્રેમથી તરબોળ કરી દેવું જોઈએ. આપણે એવા ધાર્મિક વીરો જોઈએ છે જેઓ આખા જગતના પરિવર્તનની રાહ નહિ

જોયા કરે, પણ વખત આવ્યે પોતાના પ્રાણને ભોગે પણ वसुधैव कुटुम्बकम् ની ભાવનાની પ્રતિષ્ઠા કરે; આપણને એવા વીરો જોઈએ છે જેઓ સ્ટેડથોલ્ડરનો ધ્યાનમંત્ર સ્વીકારે: "કાર્ય ઉપાડવા માટે મારે આશાની જરૂર નથી, તેમ તેમાં મચ્યા રહેવા માટે સફળતાની પણ આવશ્યકતા નથી."

# ટિપ્પણ

**૧. વ્યક્તિવાદ:** કોઈ વ્યક્તિના અંગત સ્વાર્થમાં કે તેના પોતાના અધિકારમાં રાજ્યે કશી દખલ ન કરવી જોઈએ, તથા રાજ્યે ઓછામાં ઓછી સત્તા પોતાના હાથમાં રાખવી જોઈએ, એવો વાદ. ઓગણીસમી સદીમાં ઍડમ સ્મિથ અને તેના પછી બેન્થામ, રિકાર્ડો, મિલ વગેરેએ આ વાદનું પ્રતિપાદન કર્યું હતું. સ્પેન્સરે એનું એવું સમર્થન કર્યું હતું કે, કોઈ પણ કાર્ય કરવાનો યક્તિનો અધિકાર તો સ્વાભાવિક છે, પણ રાજ્ય જે કાંઈ કાર્ય કરે છે અથવા પગલાં લે છે, તે સામાજિક વ્યવહારમાં કૃત્રિમ હોય છે. વ્યક્તિવાદનો વિરોધી વાદ તે સમાજવાદ.

**૨. નિસર્ગવાદ:** કુદરતથી પરની વસ્તુને ધર્મમાંથી બાદ રાખનાર વાદ. એ વાદ ધર્મની બાબતોનો ખુલાસો હમેશાં કુદરતના નિયમો મારફતે જ કરે છે.

**૩. સંશયવાદ:** માનવ બુદ્ધિ કદી શુદ્ધ સત્યને પામી શકતી જ નથી એવો વાદ, અથવા સત્યને પામવા પહેલાં સંશય ઉઠાવવાની જરૂર હોય છે એવું માનનાર વાદ. આ વાદના અનેક પ્રકારો છે. અશ્રદ્ધા, અનિશ્ચિતતા, અને સત્યને પામવાની અશક્યતાથી માંડીને કોઈ પણ વસ્તુ વિષે અશ્રદ્ધા રાખવી એ પણ બરાબર નથી, અને કોઈ પણ વસ્તુ બુદ્ધિને ગળે ઊતરે તો જ

સ્વીકારવી, એવી માન્યતા સુધીના બધા મતોનો એમાં સમાવેશ થાય છે.

૪. **નિષેધવાદ**: ચાલુ પ્રચલિત માન્યતાઓને સ્થાને નવી માન્યતાઓ રજૂ કર્યા વિના જ એ માન્યતાઓનો નિષેધ–ઇનકાર કરનાર વાદ. એ વાદ દરેક માન્યતાને વિષે 'ના, એમ નથી,' 'ના, એમ નથી,' અથવા 'અમે એ માનતા નથી' એવું કહીને જ અટકી જાય છે, પણ 'કેમ છે' અથવા 'શું માને છે,' એ કહેતો નથી.

૫. **ફ્રૉઈડ**: વિયેનાના વિખ્યાત માનસપૃથક્કરણશાસ્ત્રી. માણસની દબાવેલી વાસનાઓ મરતી નથી, પણ સુપ્ત માનસમાં ચાલી જાય છે, અને ત્યાંથી પછી કોઈ ને કોઈ વિકૃત સ્વરૂપે પ્રગટ થવા પ્રયત્ન કર્યા કરે છે. જો માણસના મનનું પૃથક્કરણ કરી વિકૃતિનું ખરું કારણ શોધી બતાવવામાં આવે તો વિકૃતિ મટી જવાનો સંભવ છે, એવી એમની માન્યતા હતી. વિશેષ માટે જુઓ 'શિક્ષણ અને સાહિત્ય,' વર્ષ ૧ લું, અંક ૨ જો.

૬. **ટાઈમ્સ સ્કવૅર, પિકાડિલી સરકસ અને ચૌરંઘી**: લંડન અને કલકત્તાના ધનિકોના વાસવાળા અને મોજશોખના સ્થાનોવાળા ભાગો.

૭. **કુ કલુક્સ કલાન**: અમેરિકાના આંતરયુદ્ધ પછી દક્ષિણ પ્રદેશમાં અવ્યવસ્થા ખૂબ રહેતી હતી, પરદેશી અમલદારો ખૂબ જુલમી અને લાંચિયા થઈ ગયા હતા, ગોરાઓનો મતાધિકાર છીનવી લેવામાં આવ્યો હતો, હબસી લોકોમાં સામાજિક અને રાજકીય સમાનતાની ભાવના ફેલાતી જતી હતી, હબસીઓ બળવો કરે એવી ધાસ્તી રહ્યા કરતી હતી, એ લોકો ગોરી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરતા હતા, આ અને એવાં બીજાં કારણોને લીધે ૧૮૬૫થી ૧૮૭૬ના ગાળામાં ત્યાં અનેક છૂપાં મંડળો સ્થપાયાં હતાં, જેમનો હેતુ આ બધાંનો ઉપાય કરવાનો હતો. આવાં મંડળોમાં કુ કલુક્સ કલાન મુખ્ય હતું, અને એથી એવાં બધાં મંડળો એ જ નામે ઓળખાય છે. એની સ્થાપના ૧૮૬૫માં

થઈ હતી. એના અધિકારીઓનાં નામો પણ ડરામણાં હતાં: મહાન જાદુગર, મહાન રાક્ષસ, મહાન દૈત્ય, મહાન દાનવ, ભૂત, પિશાચ, ગીધ, વંતર વગેરે. એ લોકો ચિત્રવિચિત્ર અને ભયાનક વેશો પહેરી રાત્રે પહેરો ભરતા, અને હબસીઓને અને તેમના પ્રત્યે સમભાવ રાખનાર ગોરાઓને ધમકી આપી મારી પણ નાખતા. પાછળથી તો એ લોકો લૂંટફાટનો જ ધંધો લઈ બેઠા અને એ મંડળના સભ્યોને પણ ત્રાસરૂપ થઈ પડયા.

૮. **જંગ**: વિખ્યાત સ્વીસ માનસશાસ્ત્રી. એઓ શરૂઆતમાં તો ફ્રૉઈડની સાથે જ કામ કરતા હતા. પણ પાછળથી તેમને કેટલીક બાબતમાં મતભેદ થતાં તેમણે પોતાનો જુદો મત પ્રતિપાદિત કર્યો. એમના અનુયાયીઓ સ્વિટ્ઝર્લાંડ, અમેરિકા અને ઇંગ્લંડમાં વધારે છે.

૯. **બિહેવિયરીઝમ**: આપણને જો પૂરી માહિતી હોય તો માણસના પ્રત્યેક કાર્યનું તેના બાહ્ય ઉત્તેજન અને સામો જવાબ એવા બે ભાગોમાં આપણે પૃથક્કરણ કરી શકીએ. જો કોઈ માણસની વર્તણૂકનો પૂરતો અભ્યાસ કરીએ તો કેવા સંજોગોમાં તે કેવી રીતે વર્તશે તે આગળથી કહી શકાય, એવું માનનારો વાદ.

૧૦. **ગ્રેશામનો સિદ્ધાંત**: એક જ ધાતુના હલકા અને ભારે એવા બે જાતના સિક્કા ચલણમાં મૂકવામાં આવે તો લોકો ભારે અથવા સારા સિક્કાઓ ગાળી નાખશે અને હલકા સિક્કા જ ચલણમાં રહેશે — એટલે કે ખરાબ નાણું સારા નાણાને હાંકી કાઢશે. આ સિદ્ધાંત સર ટૉમસ ગ્રેશામે ૧૫૫૮માં રાણી ઇલિઝાબેથને સમજાવ્યો હતો, એમ મનાય છે.

૧૧. **બૅલટ બૉક્સની લૉટરી**: અંગ્રેજી શબ્દ 'બૉલ' (દડો)નું લઘુતાવાચક રૂપ તે બૅલટ: નાનો દડો, લખોટી. નસીબ અજમાવવામાં આવી જુદા જુદા રંગની લખોટીઓ વપરાતી. આ ઉપરથી મત આપવા માટે જે કાગળની ચિઠ્ઠીઓ વપરાય છે, તે પણ 'બૅલટ પેપર' કહેવાય છે, અને તે જે પેટીમાં નાખવામાં આવે છે

'બૅલટ બૉકસ' કહેવાય છે. એમાંથી કેવું પરિણામ આવશે એ ખૂબ અનિશ્ચિત હોય છે એટલે એને 'લૉટરી' કહી છે.

**૧૨. એંટનીએ૦** સીઝરનું ખૂન થયા પછી તેના મિત્ર માર્ક એંટનીએ સીઝરનો લોહિયાળો ઝભ્ભો બતાવીને લોકોને ઉશ્કેરી મૂકે એવું ભાષણ કર્યું હતું, તેનો અહીં ઉલ્લેખ છે. આ ભાષણના અનુવાદ માટે જુઓ સ્વ. શ્રી. કે. હ. ધ્રુવ કૃત 'સાહિત્ય અને વિવેચન'માં 'સત્યવાદ અને પક્ષવાદ.'

**૧૩. મૅકિયાવેલી૦** [૧૪૬૯–૧૫૨૭] ઈટલીનો વિખ્યાત મુત્સદ્દી અને લેખક. ઈટલીના એલચી તરીકે કામ કરતાં કરતાં એને યુરોપના રાજકારણના અનેક દાવપેચ જાણવા મળ્યા. આ બધા અનેકવિધ અનુભવો, જિંદગીનાં પાછલાં વરસો જ્યારે એને જેલમાં અને નવરાશમાં ગાળવાનાં આવ્યાં, ત્યારે એણે 'ઈલ પ્રિન્સિપે' નામના પુસ્તકમાં સાર્વ્યા. રાજકારણમાં નીતિ અનીતિનો વિચાર કરવાનો હોય નહિ એ સિદ્ધાંત એણે પ્રતિપાદિત કર્યો. એ ગ્રંથ આજે પણ રાજકારણમાં ચાણક્યનીતિના નિરૂપણ માટે ખૂબ જાણીતો છે. આજે પણ ચાણક્યનીતિને અંગ્રેજીમાં એના નામ ઉપરથી 'મેકિયાવેલિયન' કહે છે.

**૧૪. પથ્થરયુગ:** ઇતિહાસમાં પૃથ્વીની સ્થિતિ અને માનવજાતની પ્રગતિ પ્રમાણે કાળના ખંડો પાડેલા છે. જ્યારે પૃથ્વી પર બધે બરફ છવાયેલો હતો તે કાળને 'બરફયુગ' કહે છે. એ જ રીતે જ્યારે માણસો કેવળ પથ્થરનાં જ ઓજારો વાપરતા હતા તે કાળને 'પથ્થરયુગ' કહે છે. જે કાળમાં માણસો કાંસાનાં ઓજારો વાપરતા થયા હતા તેને 'કાંસ્યયુગ' કહે છે.

**૧૫. બૌદ્ધોની૦** જગતને ચલાવનાર કોઈ ઈશ્વર છે એવું બૌદ્ધો માનતા નથી, પણ કર્મનો નિયમ જ આખા જગતવ્યવહારને નિયંત્રિત કરે છે એવું માને છે. પાછળથી એ ધર્મના હીનયાન પંથમાં ઈશ્વરને સ્થાને બુદ્ધની જ પૂજા કરવાનું શરૂ થયું. એ બે વસ્તુઓનો અહીં ઉલ્લેખ છે.

**૧૬. કૅથલિક :** ખ્રિસ્તી ધર્મના મુખ્ય સંપ્રદાયોમાં એક કૅથલિક સંપ્રદાય છે. એ સંપ્રદાય રોમમાં રહેતા વડા ધર્માધિકારી પોપની સત્તા સ્વીકારે છે. એ સંપ્રદાયમાં ઈસુની માતા મેરીનું ખૂબ મહત્ત્વ મનાય છે અને તેની 'મૅડોના'ને નામે પૂજા કરવામાં આવે છે. માતા મારફતે ઈસુને સહેલાઈથી પહોંચી શકાય એવી એમની માન્યતા છે. આ ઉપરાંત એ સંપ્રદાય અનેક સંરક્ષક સંતોને પણ માને છે. અને એ સંતો ઈશ્વરનો અનુગ્રહ પામેલી વ્યક્તિઓ હોઈ એમની મારફતે પણ ઈશ્વરને પહોંચવું સહેલું પડે એવું મનાય છે.

**૧૭. ગૅલિલીના હારી બેઠેલા લોકો :** ઈસુ ખ્રિસ્તના પહેલા જ ચાર શિષ્યો ગેલિલીના ચાર માછીઓ હતા. તેઓ માછલાં પકડતા અને જાળ ગૂંથતા બેઠેલા હતા એવામાં ઈસુએ આવી તેમને કહ્યું કે, 'ચાલો હું તમને માણસો પકડતાં શીખવીશ.'

**૧૮. મોલોક :** હિબ્રૂઓનો એક દેવ. એને બાળકોનો ભોગ ધરાવાતો હતો.

**૧૯. નાઈટ :** યુરોપમાં મધ્યયુગમાં એવો રિવાજ હતો કે ઉમરાવનો છોકરો અમુક ઉમ્મરનો થાય એટલે તે બીજા કોઈ જાણીતા ઉમરાવને ત્યાં રહેવા જાય. ત્યાં તેની તહેનાત ઉઠાવે અને શસ્ત્રવિદ્યા શીખે. જ્યારે એની લાયકાત વિષે ખાતરી થાય ત્યારે ઉમરાવ આ યુવાનને 'નાઈટ'ની દીક્ષા આપે. ત્યાર પછી તે કોઈ સ્ત્રીના સન્માનાર્થે કે કોઈના રક્ષણાર્થે, યુદ્ધમાં કે ક્રીડાયુદ્ધમાં પરાક્રમ કરી નામના મેળવે. આવા માણસો નાઈટ કહેવાતા.

**૨૦. પ્લેટોની આદર્શોની સૃષ્ટિ :** પ્લેટો એવું માનતો હતો કે આપણે આ ઇન્દ્રિયગમ્ય જગતમાં જે જે પદાર્થો જોઈએ છીએ તેનું આદર્શ રૂપ આ ઇન્દ્રિયગમ્ય જગતની બહાર આદર્શોની સૃષ્ટિમાં રહેલું છે. આ જગતમાં આપણે જે જે પદાર્થો જોઈએ છીએ તે પેલી આદર્શ સૃષ્ટિમાં રહેલા આદર્શોની અપૂર્ણ અને તેની વધારેમાં વધારે નજીક જવા મથતી અનુકૃતિઓ જ છે.

**૨૧. ઈડનમાં હવા:** ખ્રિસ્તી ધર્મમાં એવી માન્યતા છે કે ઈશ્વરે પહેલવહેલો પુરુષ 'આદમ' બનાવ્યો, અને પહેલવહેલી સ્ત્રી 'હવા' બનાવી. આ બંને જણ ઈડનના ઉદ્યાનમાં રહેતાં હતાં. એ ઉદ્યાનમાંના એક વૃક્ષનાં ફળ ખાવાની એમને મના હતી. પણ સેતાને આવી હવાને લલચાવી, અને આથી તેમણે એ જ્ઞાનવૃક્ષનાં ફળ ખાધાં. ત્યારથી ઈશ્વરે તેમને સ્વર્ગમાંથી કાઢી મૂકયાં અને માનવજાતનાં દુઃખોની શરૂઆત થઈ.

**૨૨. સ્પિનોઝા:** [૧૬૩૨–૭૭] ઍમ્સ્ટર્ડામનાં યહૂદી કુટુંબમાં જન્મ્યો હતો. એ યહૂદી ધર્મગુરુ થવાની તાલીમ લેતો હતો, પણ પાછળથી એણે પ્રચલિત ધર્મમત સામે બળવો જગાવવાથી એને ધર્મસંઘમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યો હતો (૧૬૫૬). એણે પોતાનું નામ બદલીને બેનેડિકટસ ડ સ્પિનોઝા નામ ધારણ કર્યું. એ ચશ્માંના કાચ ઘસીને ગુજારો કરતો હતો. એનું મુખ્ય પુસ્તક 'એથિકા' એના અવસાન પછી પ્રગટ થયું હતું.

**૨૩. ઑથેલો:** અંગ્રેજ નાટ્યકાર શેકસપિયરના એ નામના નાટકનો નાયક. એ જાતે મૂર હતો, અને વેનીસના લશ્કરનો સેનાપતિ હતો. ઇયાગો એનો ધ્વજવાહક હતો. સેનેટર બ્રેબે-ન્શિયોની પુત્રી ડેસ્ડેમોના એના પ્રેમમાં પડી અને એને પરણી. પણ ઇયાગોએ ઑથેલોના કાન ભંભેરી ભારે કુશળતાપૂર્વક કેટલીક એવી હકીકતો રજૂ કરી, કે ડેસ્ડેમોના કેસિયોના પ્રેમમાં છે એવી ઑથેલોની ખાતરી થઈ અને તેના મનમાં ઈર્ષાગ્નિ જાગ્યો. પરિણામે, તેણે ડેસ્ડેમોનાને ગૂંગળાવીને મારી નાખી અને પોતે પણ આત્મહત્યા કરી

**૨૪. ફેરિસીસ:** યહૂદી ધર્મનાં શાસ્ત્રોના શબ્દોને વળગી રહેનાર પંડિતો. એઓ શાસ્ત્રોના ઉદાર અર્થ કરવાની વિરુદ્ધ હતાં.

**૨૫. સેનેકા:** [ઈ. સ. પૂર્વે ૩થી ઈ સ. ૬૫] મુત્સદ્દી અને તત્ત્વવેત્તા હતો. રોમના ઘાતકી બાદશાહ નીરોની માતાએ એને નીરોના શિક્ષાગુરુ તરીકે રાખ્યો હતો, અને જ્યારે નીરો

ગાદીએ આવ્યો ત્યારે એણે રાજકારભારમાં પણ ભાગ લેવા માંડ્યો. પાછળથી નીરો એનાથી કંટાળી ગયો અને એની સંપત્તિ ઉપર પણ તેની નજર બગડી, એટલે અડસઠ વર્ષની વયે એને આપઘાત કરવો પડ્યો હતો.

**૨૬. સીઝરની ગૉલ ઉપરની ચડાઈ:** સીઝરે પોતાની ઉત્તર વયમાં દસ વરસ ગૉલ પ્રદેશ જીતવામાં ગાળ્યાં હતાં (ઈ. સ. પૂર્વે ૫૯થી ઈ. સ. પૂર્વે ૪૯). એ દારુણ યુદ્ધોને પરિણામે પિરીનીઝ પર્વતથી માંડીને હ્રાઈન નદી અને અંગ્રેજી ખાડી સુધીનો બધો પ્રદેશ એણે કબજે કર્યો હતો. એ વાતનો અહીં ઉલ્લેખ છે.

**૨૭. આઇન્સ્ટાઈનનો સિદ્ધાંત:** વિશ્વવિખ્યાત જર્મન યહૂદી અધ્યાપક. એમણે સ્થલકાલની સાપેક્ષતાનો સિદ્ધાંત શોધી કાઢ્યો, અને તેને પરિણામે સર આઈઝેક ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતના પાયા ડગમગ્યા. આ સિદ્ધાંતે પદાર્થવિજ્ઞાન, ખગોળ-વિદ્યા જેવાં અનેક શાસ્ત્રોના તદ્વિદોમાં ભારે ઊહાપોહ જગાડ્યો. એ સિદ્ધાંત એટલો સૂક્ષ્મ અને અઘરો ગણાય છે કે દુનિયામાં આંગળીને વેઢે ગણાય એટલા માણસો એ બરાબર સમજે છે એવું કહેવાય છે.

**૨૮. ધમધમાટીભર્યું પુસ્તક:** અમેરિકન બાઈ કૅથરીન મેયોએ લખેલું 'મધર ઇન્ડિયા' નામનું પુસ્તક.

**૨૯. દ્વન્દ્વયુદ્ધ:** બે માણસો વચ્ચે કાંઈ ઝઘડો થાય અથવા કોઈ બીજાનું અપમાન કરે તો તેનો નિકાલ આણવા માટે એ બંને માણસો બીજા બે માણસોની સાક્ષીએ યુદ્ધ કરે, અને તેમાં જે જીતે તે સાચો એમ ગણાય. આને દ્વન્દ્વયુદ્ધ કહે છે.

**૩૦. કેલૉગ પૅક્ટ:** અમેરિકાના પ્રમુખ કુલીજના રાજ્યમંત્રી શ્રી. કેલૉગે એવા કરારો ઘડી કાઢ્યા હતા કે જેથી જગતનાં બધાં મોટાં રાજ્યોએ યુદ્ધ ન કરવાનું સ્વીકાર્યું હતું (૧૯૨૮).